# મબ્રુક લુટારો

## યાને જંગલનો શાહ.



૪૫ ચિત્રો સાથે.

જેહાંગીર બી કરાણીના છોકરાઓ,

૨૨૦—૨૨, વોરા બજાર, કોટ,—મુંબઇ.



“ મારા બેટા, તે પરીની બક્ષેશ આ રહી જો. ”

( જુવો પાનું ૧૫૧. )

# મશ્રુક લુટારો

યાને

# જંગલનો શાહ.

(ચિત્રો સાથે.)



રચનાર—ફેરદુનજી બેહેરામજી મરઝબાન,
"વિવેક વાણી," યાને રીતભાતનાં પુસ્તક, તથા
"ગુલિવરની મુસાફરીઓ"ના રચનાર.

—:૦:—

પ્રગટ કરનાર:
જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
પુસ્તક વેચનાર તથા પ્રગટ કરનાર, વિ૦
૨૨૦-૨૨, વોરા બજાર, કોટ, મુંબઇ.

મરહુમ ફરદુનજી બે. મર્ઝબાનનાં બન્ને પુસ્તકો "મશ્રુક લુટારો" અને "ગુલીવરની મુસાફરીઓ" પ્રગટ કરવાનો સંપુર્ણ કૉપીરાઇટ મરહુમનાં વારસ વકીલો પાસે પ્રગટકર્તાએ ખરીદી લીધો છે.





**Printed by P. C. Appoo, at The New Art Printing Press, No. 205-226 Mapla's Compound, Bora Bazar, Fort, and Published by M. J. Karani, 220, Bora Bazar, Fort, BOMBAY**

# દીબાચો.

(૧ લી આવૃત્તિનો)

સેવકે "વિવેક વાણી," તથા ગુલિવરની મુસાફરીઓ"નાં બે પુસ્તકો એક પછી એક થોડાંક વર્ષો અગાઉ બહાર પાડયા પછી, તેમાનાં પેહેલાં પુસ્તકની તમામ નકલો થોડાજ વખતના અરસામાં ખપી ગઇ, અને બીજાં પુસ્તકની પણ સારી નકલો, તેનો ભાવ લગાર વધુ હોવા છતાં, ખપી જવાથી જણાયું, કે સેવકનું લખાણ ગુજરાતી વાંચનારી પ્રજાને પસંદ પડે છે. એવી ખાતરી થવાથી એક ત્રીજું વધારે મોટું પુસ્તક બહાર પાડવાનો વિચાર હતો, પણ તે માટે જોઇએ એટલી ફુરસદ ન મળવા છતાં, કાંઇ પણ લખવાની ઉલટ હોવાને લીધે આ નાહાનું પણ ખુશ વાર્તાનું પુસ્તક બહાર પાડયું છે, અને આશા છે, કે એ નાનકડાંને પણ મારાં આગળાં મહેરબાન વાંચનારાઓ હંમેશ મુજબ ખુશીથી આશરો આપશે.

મારો વિચાર પ્રથમ કોઇ પારસી સંસારી વાર્તા લખવાનો હતો, પરંતુ તેવી વાર્તાઓ લાયક કલમોથી ગુજરાતી માહાવારી ચોપાન્યાઓમાં પુષ્કળ લખાઇ બહાર પડી છે, અને હજી પડે છે, માટે તે વિચાર આખરે છોડી દેવો પડયો, અને કોઇ ઘણીજ સેહેલી અને ફુરસદની વેળા વાંચવા ગમે એવી વાર્તા લખવાનો પાછો વિચાર કર્યો, અને તેનાં પરિણામમાં આ પુસ્તક બહાર પડવા પામ્યું.

આ પુસ્તક માંહેલી વાર્ત્તા જાણીતી અને રસીલી "અરેબિયન નાઇટસ"ની વાર્ત્તાઓના ધોરણ ઉપરજ છે. તે ઇંગ્રેજીમાં લખાયલી હતી, અને આ પુસ્તકમાં તેનો માત્ર ઉતારો કરવામાં આવ્યો છે,

અલબતાં, આ પુસ્તકમાં ઘણીક બાબદો બેહુંદી હસવાજોગ, અને ન બનવાજોગ છે, પણ સમજુ વાંચનાર સારી પેઠે જાણે છે, કે એ માત્ર **વાર્ત્તા** છે, અને નહીં કે ખરા બનેલા બનાવો.

ફુરસદને વખતે ગમતના, પણ ઘણાજ સહેલ વાંચનોથી મગજને રાહત મળે છે, ને શરીરની થાક ઉતરે છે, અને તેટલા માટે એવાં વાંચનો તરફ કુદરતી રીતે મન દોડે છે, અને એજ કારણને લીધે એવાં સહેલ લખાણો સુધરેલી પ્રજાઓમાં પણ હુજી પુષ્કળ લખાય છે, અને વંચાય છે, અને આ પુસ્તક પણ તેવાજ વિચારથી બહાર પાડવામાં આવ્યું છે, અને આશા છે, કે તે મારાં વાંચનારાઓને, તેમાં મુખ્ય કરીને બાનુઓ તથા ઉધરતાં બાળકોને બે ઘડી ગમત આપશે.

ફ્રિયર રોડ, કોટ, }<br>
આગસ્ટ ૧૮૯૩. }

સેવક,<br>
ફરેદુનજી બેહેરામજી મરઝબાન.



# દીબાચો.



(બીજી આવૃતીનો)

ફુરસુદનો વખત જ્ઞાન સાથે મોજ મેળવવા માટે ઇંગ્રેજી સાહિત્યમાં વાર્તા અને કહાણીઓનાં પુસ્તકો અગત્યની જગ્યા રોકે છે. તેમાં "અરેબ્યન નાઇટસ"ની ઢબ ઉપર લખાયલી એશિયાટીક વાર્તાઓનો મોહ-પણ વધુ હોવાથી સુંદર ચિત્રો સાથની એ રસીલી વાર્તાઓ નાનાં મોટાં ચાલુ હોંશથી વાંચે છે. મરહુમ ફરદુનજી મર્ઝબાનજીએ એ કિસમનાં બે પુસ્તકો અનેક આકર્ષક ચિત્રો સહિત બાહેર પાડયાં હતાં અને એ મરહુમનાં કવખતનાં અવસાનથી એ રસીલાં પુસ્તકોનો લાભ વાંચનારી શોખીન પ્રજાને મળતો બંધ નહીં થાય અને ચિત્રયુક્ત નિર્દોષ અને રસીલાં વાંચણનો હાલના જમાનાના જુવાન વાંચક વર્ગને લાભ મળે કરી એ બન્ને પુસ્તકોનો સંપૂર્ણ કૉપી રાઇટ અમોએ મરહુમનાં વારસ વકીલો પાસે ખરીદી લીધો છે અને તેની રૂહે આ "મશ્હુર લુટારો" શોખીન વાંચક વર્ગ સનમુખ રજુ કરતાં ઉમેદ રાખીશું કે આવાં નિર્દોષ અને રસીલાં પુસ્તકને યોગ્ય ઉત્તેજન મળશે.

મુંબઇ, તા૦ ૨૦ મી જાનેવારી ૧૯૩૧

સેવકો,
જેહાંગીર બી. કરાણીના છોકરાઓ.
પ્રગટ કર્તા.

# સાંકળિયું.

સફે.







# મગ્રુક લુટારો

## યાને

# જંગલનો શાહ.



અરબસ્તાનનાં રેતીના ભારે રણમાંથી અરબ વેપારીઓનો એક એક ગંજાવર કાફલો એક દિન પસાર થતો હતો. આખાં રણમાં જ્યાં પણ ચશમો ફેરવે, ત્યાં રેતી અને આસમાન શિવાય બીજું કશું પણ નજર આવતું ન હતું. સામેથી આવતા કાફલા માંહેલાં ઉંટો અને ઘોડાઓનાં ગળાંઓમાંના તથા તેઓ ઉપર લાધેલા સાજો ઉપર લટકાવેલા રૂપાંના ઘાંટોના અવાજો દુરથી કાન ઉપર પડતા હતા. મુસાફરોનાં કદમોથી ઉડતી રેતીનાં વાદળાંઓથી, તથા તેઓનાં હથિયારો ઉપર પડતાં આફતાબનાં કિરણોથી જાહેર થતું હતું કે તેઓ નજદીક આવી લાગ્યા હતા.

આ મુજબનો દેખાવ આખાં બિયાબાનમાં ઉભેલા એકલા એકજ મર્દની નજરે પડતો હતો, કે જે એક અતિ ઊંચી તોખમનાં ઘોડા ઊપર સવાર થઇ, તેઓની સામે ધસ્યો જતો હતો. તેના ઘોડાની પિઠ ઊપર એક જબરદસ્ત ચિત્તાનું ચામ ચોકા

તરીકે બિછાવેલું હતું, અને તેના સાજ સાથે ઝીણાં રૂપેરી ઘંટો, વગેરેથી ભારે દમામ કીધેલો હતો.



તે સવારનો પોતાનો પોશાક પણ પોતાના તેજી ઘોડાના જેવોજ દબદબા ભરેલો હતો. તેને માથે એક સુપેદ ફેંટો વિંટાળેલો હતો, જે ઉપર તમામ સુંદર ઝરરીન ભરતકામ કીધેલું હતું. તેનાં બદન ઉપર લાલ પેહેરણ પેહેરેલું હતું અને કમ્મરે ઉંચી કાશમીરી શાલ વિંટાળેલી હતી, જેની અંદર ભારે નકશીની મિયાનમાં એક તેજ શમશિર ખોસેલી હતી, જેની મૂઠ ખરાં અકીકની બનાવેલી હતી. આ સવારનો દેખાવ સામા શખ્સનાં દિલમાં હેબત પેદા કરે એવો હતો તેનો દેખાવ હિંમતવાન, ઝોરાવર, અને ચાલાક, પણ ઝનુની હતો. તેની ચંચળ ચશ્મોમાંથી જે જોસ્સાદાર ચળકાટ બહાર પડતો હતો, તે ઉપરથી કોઇ પણ કહી શકે, કે તે મર્દ બહાદુર હોવો જોઇએ. તેને લાંબી અને ભરેલી દાઢી હતી, અને તેનું અણિયાળું નાક એક ખરા સેપાહુબચ્ચા તરીકેની ગવાહી આપતું હતું.

ઉપલા કાફલાથી આશરે પચાસ કદમને તફાવતે આવ્યા પછી, તેણે પોતાના ઘોડાની લગામો છોડી દીધી, અને તેને એડ મારી ખુબ ઝડફથી તેની સામે ધસ્યો આવ્યો. એવાં બિયાબાન

જંગલમાં એક આદમી એકલો સવારી કરતો જોઇ કાફલા માંહેલા તમામ જણા દંગ થઇ ગયા, અને જંગલનાં લુટારાઓ તેઓનો કાફલો લુટવાના ઇરાદાથી તેઓ ઉપર હુમલો કરવા આવ્યા છે, એમ સમજીને દરેકે પોતાનો ભાલો સામો તૈયાર ધર્યો.

આ મુજબ દરેક જણને લડવાને તૈયાર થયેલા જોઇ, તે સવારે તેઓને સવાલ કર્યો, "શું છે, બિરાદરો, લડવા માટે શા સારૂં તૈયાર થયા છો? શું તમો એમ ધારો છો, કે હું એક એકલો આદમી તમારા આખા કાફલાને લુટી લઇશ?"

આ સાંભળી તમામ જણાઓ શર્માઇ ગયા, અને પોતાના ભાલા ઉંચકી ઉભા, કે તેઓનો સરદાર ઉપલા સવારની સામે આવ્યો. તેને સવારે પુછ્યું કે, "આ કાફલાનો માલેક કોણ છે?"

**સરદાર**—તે એક ચોકસ શખ્સ નથી, પણ ઘણાક વેપારીઓનો તે બનેલો છે, કે જેઓ **મકકા**થી પાછા ફર્યા છે. હું અને મારા હાથ નીચેના સેપાહો તેઓનો લુટારાઓથી બચાવ કરવાને તેઓની સાથે મુસાફરી કર્યે છૈયે.

**સવાર**—ઠીક છે, ત્યારે મેહેરબાની કરી મને તે વેપારીઓ પાસે લઇ જાઓ.

**સરદાર**—હાલ તરત તો હું તેમ કરી શકતો નથી, કેમકે અમોને થોભ્યા વગર મુસાફરી ચાલુ રાખવાની જરૂર છે, કારણ કે વેપારીઓએ લગભગ પા કલાક મોડેથી મુસાફરી શરૂ કીધી છે, માટે હાલ જો તમો મારી સાથે મુસાફરી ચાલુ રાખશો, તો ખરી બપોરે જ્યારે વેપારીઓ થાક ખાવાને થોભશે, ત્યારે હું તમોને તેઓની હજુર લઇ જઇશ.

આ સાંભળી સવારે કશો જવાબ આપ્યો નહીં, પણ પોતાનો હુકકો કાહાડી, તે પીતો પીતો તે ભોમિયા સરદારની બાજુમાં પોતે પણ મુસાફરી કરવા લાગ્યો. આ અજાણ્યા સવારની મોલા-

કાતથી તથા તેના દેખાવથી, જો કે તે સરદારને ઘણી અજાયબી ઉપજી, તો પણ તે બાબે એકદમ તેને કશો પણ સવાલ કરવાનું તેણે દરોસ્ત ધાર્યું નહીં, તોપણ હર બહાને વાત છેડવાની મતલબથી તે હસીને બોલ્યો: "આ તમારા હુકકામાંનો તંબાકુ ઘણી ઊંચી જાતનો જણાય છે."

"હા." ફક્ત આટલું બોલી તે અજાણ્યા શખ્શે હુક્કો ગગડાવવાનું ચાલુ રાખ્યું.



આ મુજબ "ટુંકેથી ડાહામવા"ને લીધે તે રાહબર સરદારે વધુ કશું પણ બોલવા વગર લગભગ પા કલાક સુધી મુસાફરી કર્યા કીધી, અને કાંઈ પણ ગોફતેગુ કરવાની મતલબથી તે ફરીથી બોલ્યો, "સાહેબ, આપનો ઘોડો ઘણી ઊંચી તોખમનો જણાય છે."

આ સવાલથી સ્હેજ હસીને સવારે માત્ર એટલોજ જવાબ આપ્યો, કે "હા."

આ મુજબ વાત છેડવાની પોતાની કોશેશમાં બે વાર નાઉમેદ થવાથી તે રાહબરે વધુ વાત છેડવાના અખાડા કીધા, અને થોડાજ વખ્તમાં આશાયશ લેવાનું મથક પણ આવી પોહોંચ્યું. કાફલાની ચોકાસીને માટે જગેજગ સેપાહોને ગોઠવ્યા. આ કાફલામાં અવલ ત્રીસ ઉંટો, તેઓના સારવાનો સાથે ચાલતા હતા, કે જેઓ ઉપર ઘણોક વેપારી માલ લાધેલો હતો, તેઓની પછવાડે પાંચ વેપારીઓ, કે જેઓ બાબે તે સરદાર આગળ બોલ્યો હતો, તેઓની સ્વારી આવી. આ વેપારીઓમાં ચાર ઉમ્મરે પુગેલા અને ગંભીર દેખાવના મર્દો હતા, અને ફકત એકજ વેપારી ઘણો જુવાન, અને મોજીલા સ્વભાવનો તથા ચાલાક દેખાતો હતો.



તરતજ છાવણી કર્યામાં આવી; વચ્ચોવચમાં વેપારીઓ, અને તેઓની આસપાસ તેઓના નોકરો ગોઠવાયા; થોડેક છેટે ઉંટો અને ઘોડાઓને બાંધવામાં આવ્યા, અને સર્વેની બહાર ચોકીદારોએ પોતાનો પડાવ નાખ્યો.

વેપારીઓ પોતાને માટે બિછાવેલી બેઠકો ઉપર ટકીયાઓને અઢેળીને બેઠેલા હતા, તથા ખાનાંની તૈયારી ચાલતી હતી, તેટલાં સેપાહોનો સરદાર પોતાની સાથે એક બેગાના મર્દને લઇને હાજર થયો.

"શું બનાવ છે?" એક વેપારીએ સવાલ કર્યો.

આ સવાલનો જવાબ ચોકિઆનોનો સરદાર આપે, તે આગમજ તે બેગાના સવારે આગળ આવીને પોતેજ કહ્યું, "સાહેબો, મારૂં નામ **સલીમ બારૂશ** છે, અને હું **બગદાદ** શાહેરનો રેહેવાસી છું. હું મારા કેટલાક વતનીઓ સાથે **મક્કે**થી હજ્જ કરીને પાછો ફરતો હતો, તેટલાં હયાંથી લુટારાઓની એક ટોળીએ અમારી ઉપર હુમલો કર્યો, અને મને બંદિવાન બનાવ્યો. મને પકડનારાઓની નજર ચુકાવીને હું નાહાસી ગયો, પણ આ રણમાં ભુલો પડયો. એકલો અટુલો હું હયાંથી ત્યાં ભટકતો હતો; પાસે ન ગોટ પાણી, કે ભુક ખાવાનું; સાથે વળી નહીં કોઇ ભોમીયો. એવી હાલતમાં હું કશા ઇલાજ વગર હયાં ત્યાં ભટકયા કરતો હતો, અને હયાંજ મરી પણ ગયો હતે, તેટલા હઝરત પયેગમ્બર સાહેબની કરમ બખશેશ બંદા ઉપર થઇ, અને દુરથી મેં આપના કાફલાના ઘંટો સાંભળ્યા. ખુદાને ખાતર હવે તમો સાહેબો મને આપની સાથેજ મુસાફરી કરવા દેશો, અને હું તમોને કબુલાત આપું છું કે તમો મને કદી પણ નિમકહરામ થયલો જોશો નહીં. વળી એટલુંજ નહીં, પણ કદાચ આપ સાહેબો જો **બગદાદ** શાહેરમાં આવશો, તો હું તમારી આ મહેરબાનીનો બદલો પુરેપુરો વાળી આપીશ. સબબકે ત્યાંના નામવર વડા વજીર મારા કાકા લાગે છે."

આ અહેવાલ સાંભળી વેપારીઓ માંહેલો જે ઘણો બુઝોર્ગ હતો, તે ઘણી માયાથી બોલ્યો, "**સલીમ બારૂશ**, ભલે તું અમારા તંબુમાં રહે; તુંને અમારાથી કશી પણ મદદ મળેલી જાણી અમો બહુ ખુશી છીયે. બેસ અમારી સાથે આ ન્યામત ખાનું ખા, અને પાણી પી આસુદો બન."

જેમ તે બુઝોર્ગ મર્દે ફરમાવ્યું, તેમ **સલીમ બારૂશે** કર્યું. જમી રેહેવા બાદ ગુલામો હુકકા અને શરબત લઇને આવ્યા, અને વેપારીઓ મુંગા બેસી પોત પોતાને હુકકો ગગડાવવા લાગ્યા; તેઓ જાણે અર્ધા ઊંઘાયલા હોય, તેવી રીતે અર્ધી ચશ્મો ઢાંકીને પોતાના તકિયાઓ ઊપર અઢેળીને વિચારમાં પડેલા હતા, અને સઘળે



ઠેકાણે હુકકા માંહેલો ધુમાડો પંથરાઈ ગયેલો હતો. પણ આખરે વેપારીઓ માંહેલા સર્વેથી જવાન વેપારીએ એક અવાચી ખાધી, અને બોલ્યો, "આજે બરાબર ત્રણ દિન થયા આપણે કોઈ પણ જાતની મજાહ વગર મુસાફરી કર્યા જઇએ છીયે. ખરૂં કહું છું, કે હું પોતે તો તેથી ઘણો કંટાળી ગયો છું. આપણાંમાંથી કોઇ એવી નહીં સૂચના કરે, કે જેમ કરવાથી આપણા દહાડા ખુશીથી વગર કંટાળે પસાર થઈ જાય."

જવાન વેપારીનું આ બોલવું સાંભળી બાકીના ચારે બુઢા વેપારીઓએ કાંઇ જવાબ ન દીધો, અને ચુપ રહી પોતાના હુકકાઓ ગગડાવ્યાજ કીધા, પણ તે બેગાનો સવાર બોલ્યો,

"અગર હુકમ હોય, તો હું તેનો એક ઇલાજ બતલાઉં. જોકે આવાં બિયાબાન રણમાં કાંઇ તરેહવાર રમત-ગમતો તો બની શકનાર નથી, પણ હું જે દરખાસ્ત કરૂં છું, તેમ જો સર્વે સાહેબો કરવાને રાજી થાઓ, તો આપણો વખ્ત ઠીક ગમત સાથે પસાર થઇ જશે. મારી દરખાસ્ત એ છે, કે દરેક મંજલે જ્યારે આપણે આશાયશને માટે છાવણી કરી થોભ્યે, ત્યારે આપણામાંથી દરેક જણે અકેકી વાત કરવી; કે જે તેની પોતાની ઉપર બનેલી બાબદની હોય, અગર નહીંતો બાપદાદેથી ઊતરતી આવેલી રમુજી હેકાયતો માંહેલી તે એક હોય. જરૂર એમ કરવાથી આપણો વખ્ત ઘણો સેહેલાઇથી ગમત સાથે પસાર થઇ જશે."

આ સાંભળી સર્વેથી બુઢા વેપારી, કે જેનું નામ **હશમત** હતું, તે બોલ્યો, "શાબાશ, **સલીમ બારૂશ,** તેં ખુબ દરખાસ્ત કીધી છે, અને અમો તારી તે દરખાસ્ત સાથે એકમત છીયે. હું પોતે તો બચ્ચાંઓની હેકાયતો શિવાય બીજી વધારે રમુજી હેકાયતો જાણતો નથી. વળી તે હેકાયતો પણ ઘણી વખ્તે ન બની શકે એવી બેહુદી અને હસ્વાજોગ હોય છે, તોયે તેમાંના વિચારો ખરા અને ભલા હોય છે, અને સર્વેથી વધારે બેહેતર તો એ છે, કે તે હેકાયતો હંમેશાં નેકીથી ભરેલી હોય છે, કે જેથી અમારા જેવા જહાન ફરેલા અને ઉંમ્મરે પુગેલાઓને ખુશી ઉપજે છે."

**સલીમ**—સાહેબ, મારી દરખાસ્ત આપને પસંદ આવી, તેથી હું ખરેજ ખુશી છું, અને તમો સાહેબોએ મને જે આશરો આપ્યો છે, તેના બદલા તરીકે હુંજ સૌથી પેહેલે મારી હેકાયત શરૂ કરૂં છું.

તરતજ ગુલામોએ પાછા હુકકા ભર્યા, બિલોરી પ્યાલાંઓમાં ફરીથી શરબત નાખ્યું, અને પછી **સલીમે** પોતાની દાઢી સમારીને નિચ્ચે મુજબ પોતાની હેકાયત શરૂ કીધી:





# બગલારૂપી ખલીફ.



ઉન્હાળાની એક ખુશ્નુમા સાંજે **બગદાદ** શહેરનો ખલીફ **રશીદ** એક સુંદર સોફા ઉપર લેટેલો હતો. પુષ્કળ ગર્મીને લીધે થોડોજ વખ્ત ખાબ કીધા પછી, તે નામદાર ખલીફ ઘણા ખુશ મીઝાજમાં ઉઠયો, અને પોતાની દાઢી પસવારતો પસવારતો તે પોતાનો બહુ કિમતી હુક્કો ગગડાવતો હતો, અને વખ્તે વખ્ત જરા જરા કાફી પીતો હતો, કે જે તેનો એક ગુલામ હઝુરિયો તેને વાસ્તે લાવી તરત હાજર કર્યા કરતો હતો. સાફ ખુલ્લું જણાતું હતું, કે આજે તે નામદારની તબિયત ખુશ હતી, અને એવી વખ્તે હંમેશાં તે નામદારની હઝુરમાં વગર દેહેશતે જઇ શકાતું હતું. જેઓને તેની સાથે કામ પડતું હતું તેઓ એવીજ તક સાંધીને તે નામવરની હઝુરમાં જતા, તો તેઓનું કામ પાર પડતું હતું. તેનો વડો વઝીર, કે જેનું નામ **મનસુર** કરી હતું, તે પોતાની દરરોજની મોલાકાતે તે નામદારની હઝુરમાં બરાબર એવીજ વખ્તે આવતો હતો, અને આજે પણ તે રાબેતાસર આવ્યો હતો. પણ વઝીર આજે પોતાના ખુશ અને શાંત મીઝાજમાં ન હતો. તે સ્હેજ ગંભીર દેખાતો હતો.

પોતાના માનિતા વજીરને દિલગીર જોઇને નામવર ખલીફે પોતાના સુંદર હુક્કાની નળીનું કેરબાનું બનાવેલું મોહોરચું પોતાના હોઠો આગળથી ખસેડીને પુછયું, "આજે તુંને શું છે?"

વજીરે આદાબ કરી જવાબ દીધો, "જહાંપનાહ, મારા ચેહેરા ઉપરથી મારાં દીલની છુપી વાત જાહેર થાય છે, એની મને આજ સુધી ખબર ન હતી. મારી દિલગીરીનો સબબ એ છે, કે હમણાં જ્યારે હું તું નામવરની હઝુરમાં આવતો હતો, ત્યારે મને એક યાહુદી મળ્યો, કે જેણે મને પોતાની પાસે વેચવાની થોડી ઘણી સુંદર ચીજો દેખાડી. પણ અફસોસ કરૂં છું, કે તે ખરીદવાને મારી પાસે પુરતા પૈસા નથી."

આ વડો વજીર ખલીફનો ઘણો માનિતો હોવાથી, તે નામદારે પોતાના એક ગુલામને તે વેપારીને બોલાવી લાવવાનો હુકમ કર્યો, કે થોડાજ વખ્તમાં તે આવીને હાજર થયો. તે ઠીંગણાં કદનો, અને ઘણા સામળા રંગનો હતો. તેનું નાક પોપટની ચાંચનાં જેવું કમાનદાર હતું, અને તેનાં મોંહમાં માત્ર બેજ દાંતો બાકી રહેલા હતા, જે જ્યારે તે હસ્તો, ત્યારે ઘણા કદરૂપા બહાર દેખાઈ આવતા હતા. નામવર ખલીફની હઝુરમાં આવતાંજ તેણે બહુ વાંકા વળીને કુરનેશ બજાવી અને ખોટાં ડોળથી હસવાની કોશેશ કરતાં પોતાનો ચેહેરો એવો તો કદરૂપો કરી નાખ્યો, જેથી જોનારને દેહેશત લાગ્યા વગર રહે નહિ. તેનાં વાકાં વળેલા ખભાંઓ ઉપર સુખડની એક પેટી તે ઉઠાવી લાવ્યો હતો, કે જેમાં અતિ ઉમદા અને કિમતી વેપારી માલ ભરેલો હતો, તેમાં **ઑફીર** શેહેરનાં નામીચાં મોતીઓનાં બાનુઓને કાનમાં પેહેરવાનાં લુલંકો, ચોખ્ખાં સોનાની હીરાજડીત વિંટીઓ, ઉમદા કારીગીરીની સંદુકો, **ઑનીક્ષનાં** પ્યાલાંઓ, અને બીજાં હજારો ઝવેહરાતો હતાં, કે જે દરેકની કિમત અતી ઘણી હતી.

તેનો તમામ માલ તપાસ્યા પછી ખલીફે પોતાને તેમજ

મનસુરને વાસ્તે કેટલીક ઉમદા બંદુકો અને વજીરની બાનુને સારૂ ઘણી નાદર કારીગીરીની એક કાંસકી, કે જેની ઉપર મોતીઓનું તાજ જડેલું હતું, તે ખરીદયાં.



ખરીદી પુરી થવા પછી તે વેપારી તેની પેટી બંધ કરવા જતો હતો, તેટલામાં ખલીફની નજરે એક નાનું ખાણું પડયું, કે જે માત્ર એકજ તે નામવરની સામે ખુલવામાં આવ્યું ન હતું. તે જોતાંજ ખલીફે તે વેપારીને સવાલ કર્યો, કે "આ ખાણાંમાં પણ કંઇ ઝવેહરાત છે કે?" આ ઉપરથી તે યાહુદીએ તે ઉઘાડયું,

અને તેમાંથી તપકીરની એક ડાબડી જેવી બહાર કહાડી, કે જેમાં કાળા રંગની કાંઇ ભુકી, અને કોઇ અજાયબ જેવી ઝબાનમાં લખેલું એક કાગજ હતું. આ કાગજ ઉપરની ઝબાનનો એક હરૂફ વટીક ખલીફ **રશીદ** કે **મનસુર** ઉકલાવી શક્યા નહીં.

તે યાહુદી બોલ્યો, "નામવર સાહેબો, **મક્કે** જતાં એક વેપારીને રસ્તામાંથી આ દાબડી જડી હતી, કે જેણે તે મને આપી દીધી છે. એ માંહેલી ભુકી શું છે, અને આ કાગજ ઉપર શું લખ્યું છે, તેથી ખુદ હું પણ બીનવાકેફ છું, મગરજો આપને તે પસંદ હોય, તો આપને મોબારક છે, માટે બેલાશક એ રાખો, કેમકે મને એનું કશું કામ નથી."

ખલીફ પોતે જોકે કાંઇ ઘણો ભણેલો નહતો, તોયે તે નામવરને તમામ જાતની અજાયબ ચીજો અને જુના દસ્તાવેજો જમા કરવાનો ઘણો શોખ હતો, માટે તેણે તે દાબડી તથા પેલું કાગજ પણ તે વેપારી પાસેથી ખરીદયાં, અને ત્યાર બાદ તે બુઢા વેપારીને ત્યાંથી રૂખસત લેવાની રજા આપી.

વેપારીના જવા પછી નામદાર ખલીફે વઝીરને પુછયું, "આ દસ્તાવેજ ઉપર શું લખ્યું છે, તે ઉકલાવી શકે એવા કોઇ શખ્સને તું જાણે છે?

**વઝીર**—મેહેરબાન ખલીફ, મોટી મસજીદની નઝદીક એક શખ્સ રેહે છે, કે જેને તમામ લોકો **સલીમ ઓલમા**નાં નામથી પિછાણે છે; લોકો કેહે છે, કે તે બુઝોર્ગ મર્દ આ દુન્યાની તમામ ઝબાનોથી માહિતગાર છે, માટે અગરજો આપ નામવર તેને બોલાવી મંગાવશો, તો આ અજાયબ જેવું લખાણ તે આપણને વાંચી સમજાવી શકશે.

તરતજ બે ગુલામોને **સલીમ ઓલમા**ને બોલાવી લાવવાને રવાના કર્યામાં આવ્યા. જેવો તે આવ્યો, કે ખલીફે તેને કહ્યું,

"સલીમ, લોકો કેહે છે, કે તું તમામ ઝબાનોથી વાકેફ છે, માટે આ દસ્તાવેજ તપાસી જો અને મને જણાવ, કે તું તે ઉકલાવી શકશે ? અગર જો તું તે વાંચી શકશે, તો હું તુંને મારા તરફથી એક ખેલઅત એનાયત કરીશ, મગર નહીં તો 'આલમા'નો ખેતાબ ખોટી રીતે ધરાવવા માટે તારા પગનાં તળિયાં ઉપર ફટકા મારવાનો હુકમ કરીશ."



"જેવો તું નામવરનો હુકમ." એટલું બોલી તે દસ્તાવેજ ધ્યાનથી જોઇને, તે બોલી ઉઠયો, "એ તો લાટિન ઝબાનમાં લખેલો છે."

ખલીફ—(બે સબુરાઇથી) લાટિન કે ચુનાની, જલદી એમાં શું લખેલું છે, તે મને જણાવ.

**સલીમે** તરતજ તે દસ્તાવેજ વાંચીને નીચે મુજબ તેની મતલબ સમજાવવા માંડી:—

"તું ગમે તે શખ્સ હોય, કે જેને આ દસ્તાવેઝ મળે, તેણે તેનાં સારાં નસિબને માટે ખુદાનો ઉપકાર માનવો. જે કોઇ આ દાબડી માંહેલી ભુકીની એક ચમટી સુંઘશે, અને સુંઘતી વખતે જો '**મુતાબૉર**' સોખન બોલશે, તો તે ચાહાશે તે જાનવરના અવતારમાં બદલાઇ જશે એટલુંજ નહીં, પણ તે તમામ જાનવરોની ઝબાન સમજી શકશે. જ્યારે તે પોતાના અસલ આદમરૂપી અવતારમાં પાછો આવવા ચાહે, ત્યારે તેણે પૂર્વ દિશા તરફ ફરીને ત્રણ વખ્ત સેજદો કરવો, અને પાછો તેજ સોખન બોલવો, કે જેથી તેની ઉપરની જાદુઇ અસર તુટી જશે, અને તે પાછો પોતાના અસલ અવતારમાં બદલાઇ જશે પણ જે કોઇ શખ્શ આ જાદુ પોતા ઉપર અજમાવે, તેણે એક બાબદની ઘણી સંભાળ લેવી, અને તે એજ છે, કે પોતાના જાનવરી અવતારમાં બદલાઇ જવા પછી, તેણે તેટલો વખત સુધી કદી પણ હસવું નહીં અગર જો તે હસશે, તો ખુદરતી રીતેજ તે જાદુઇ સોખન તેનાં મગજમાંથી ખસી જશે, અને પછી તે તેવીજ જાનવરી હાલતમાં તેની આખી જીંદગી સુધી રહી જશે"

**સલીમ બોલમાએ** જે વાંચી સમજાવ્યું, તે સાંભળીને ખલીફ બહુ ખુશ થઇ ગયો, અને તે બિનાથી કોઇને વાકેફ ન કરવો, એવા સોગંદ આપીને તે નામવરે **સલીમને** એક અતિ નાદર રેશમી ખેલઅત બક્ષેશ આપી માન સાથે રવાના કર્યો. આ માન મળવાથી **સલીમ** બાબે જે ઉંચો મત **બગદાદ** શાહેરનાં લોકોમાં હતો, તેમાં ઘણો વધારો થયો.

મેહેલમાંથી તેનાં જવા પછી તરતજ ખલીફ ખુશાહાલીથી બોલ્યો, "ઠીક દસ્તાવેજ હાથ આવ્યો છે. મારા માનિતા **મનસુર**, હવે આપણને આદમમાંથી જાનવરની હાલતમાં બદલાઇ જવાની કેવી મજાહ પડશે! કાલે બામદાદમાં તું મારી આગળ આવજે, અને આપણે બંને જણા ગામડાંમાં સાથે જઇને, ત્યાં આ કિમતી દાબડીમાંથી ભુકી સુંઘશું, અને પછી આપણી આસપાસ હવામાં, પાણીમાં, જંગલમાં, અને મેદાનમાં પક્ષીઓ શું શું ગાય છે, તથા જાનવરો શું શું બોલે છે, તે સમજી શકશું."

ખલીફને પોતાનો અવતાર બદલવાની એટલી તો ઇંતેજારી થઈ હતી, કે તે રાત તેને હંમેશ કરતાં પણ ઘણી લાંબી લાગી. બામદાદ થતાંજ મેહેલના તમામ ગુલામોની મોટી અજાયબી વચ્ચે **રશીદ** ખલીફ પોતાની ઉંઘમાંથી રાબેતા કરતાં ઘણો સક્કારે બિદાર થયો, અને બિછાણામાંથી બહાર નિકળી, હજી તો પોશાક પેહેરી નાસ્તો ખાઈ ન રહ્યો, કે તેટલામાંજ વડો વજીર **મનસુર** તે નામદારના હુકમ મુજબ પોતાના બાદશાહની સાથે બહાર જવાને આવી તૈયાર ઉભો.

એક પળ પણ થોભ્યા વગર ખલીફે તે જાદુઇ દાબડી પોતાની કમરે બાંધેલા પટામાં ખોસી, અને પોતાના રસાલાને પાછળજ રેહેવાનો હુકમ કરી **મનસુર**ની સાથે નિકળી ચાલ્યો. મેહેલનો અતિ શોભીતો ગંજાવર બાગ પસાર કરતાં તેઓને તે ભુકી અજમાવવાની કશી તક ન મળવાથી થોડેજ છેટે આવેલા એક તળાવ આગળ જવાની વજીરે ભલામણ કીધી, કે જ્યાં ઘણાંક જાનવરો હંમેશાં નજરે પડતાં હતા, અને તેઓમાં મુખ્ય કરીને કેટલાક બગલાઓ હતા. ખલીફે પોતાના વજીરની સલાહ કબુલ કીધી, અને બંને જણા તે તરફ ચાલ્યા.

જેવા તેઓ બંને તળાવ પાસે જઇ પુગ્યા, કે તેઓએ એક જવાન બગલાને ત્યાં દેડકાંની શોધમાં ગંભીરાઇથી એમથી તેમ

ફરતો જોયો. બીજી એક માદા તેઓનાં સર ઉપર ઉડતી હતી, અને પેલા નર બગલાની આગળ આવવાની કોશેશ કરતી જણાતી હતી.

આ જોઈ વજીર બોલ્યો, "મેહેરબાન જહાંપનાહ, હું આપની સાથે સરત બકવા તૈયાર છું, કે આ બંને બગલાઓ પોતપોતામાં કાંઈ ગોફતેગુ કરવાનો વિચાર રાખતાં હોય, એમ મારી ખાતરી થાય છે, માટે જો આપની ખાહેશ હોય, તો આપણે પણ બગલાના અવતારમાં બદલાઈ જઇયે."

ખલીફ—કબુલ છે, પણ આપણને પેહેલાં પેલો બોલ ફરીથી બોલી જવો જોઇયે, કે જેથી પાછા આદમી બની જવાને સવલ પડે.

વજીર—તેમાં કાંઈ ભારી નથી. પ્રથમ આપણે પૂર્વ દિશા તરફ ફરીને ત્રણ વખત સેજદો કરવો, અને "મુતાબૉર" બોલ બોલવો, એટલે થયું.

ખલીફ—ત્યારે તું પાછો વજીર **મનસુર**, અને હું ખલીફ **રશીદ** થઇ જઇશું? કેમ બરાબર કેની? પણ અલ્લાહને ખાતર **મનસુર** તું હસ્તો બસ્તો ના હં! નહીં તો બન્ને થાર માર્યા જઇશું હો!

હજી તો બંને જણા વચ્ચે આ મુજબ ગોફતેગુ ચાલે છે, તેટલાં માથાં ઉપર ઉડતી બગલાની માદા જમીન ઉપર નીચે ઉતરી, અને તેઓ હવે શું વાત ચલાવશે, તે જાણવાની ભારે ઇંતેજારીથી ખલીફે પોતાના પટામાં ખોસેલી પેલી જાદુઇ ભુકીની દબ્બી તરત બહાર ખેંચી કાહાડી, અને તે ઉઘાડીને વજીરની સામે ધરી. તેમાંથી તેઓ બંનેએ અકેકી મોટી ચમટી ભરીને સુંઘી, અને પછી પૂર્વ દિશા તરફ ત્રણવાર સેજદો કરી પેલો જાદુઇ બોલ "મુતાબૉર" બોલ્યા, કે તરતજ તેઓનાં લાબા પગો સંકોચાઇને બગલાના જેવા પાતળા અને રાતા થઇ ગયા; તેઓની

પિળી સપાટો પાતળાં આંગળાંઓમાં બદલાઇ ગઇ; તેઓના હાથોની પાંખો બની ગઇ, અને તેઓનાં આખાં બદનો પિંછાથી ભરાઇ ગયાં.

પોતામાં થયલો આ ફેરફાર ઘણી અજાયબી સાથે નિહાળીને જોવા પછી ખલીફ બોલ્યો, "વઝીર, વાહ, તારી ચાંચ એવી અચ્છી બની છે! પયગમબરની દાઢીના કસમ લઇ કહું છું, કે મેં આગળ કદી પણ એવી ચાંચ જોઇ નહતી!"



આ ટીકા સાંભળીને વઝીરે પોતાની લાંબી બગલા ડોક વાળીને જવાબ આપ્યો, "નામવર ખલીફ, આપનાં એવાં મોતેબર

મત માટે હું આપનો ખરા જીગરથી અહેસાન માનું છું, પણ સાહેબ મને કેહેવાની રજા આપશો, કે તમો નામદાર એક આદમ ખલીફ કરતાં બગલાનાં આકારમાં વધારે સારા દેખાઓ છો!"

**ખલીફ**—વજીર, તું મારી ખુશામદ કરે છે.

**વજીર**—નહીં સાહેબ, હું રાસ્ત કહું છું. પણ ચાલો, આપણે આપણા બગલાં દોસ્તો પાસે જઇએ, અને તપાસ્યે, કે તેઓ જે ગોફતેગુ કરે છે, તે આપણે સમજી શકયે છે કે નહીં.

તે બગલાની માદા, કે જે છેલ્લી આવી હતી, તેણી પોતાનાં પીછાં લાડથી ખંખેરીને પેલા દેડકા ખાઉ નર બગલાની આગળ આવી તે જોઈ ખલીફ અને વજીર પણ બગલાના અવતારમાં તેઓની નજદીક ગયા, અને તેઓ વચ્ચે નિચે મુજબ ચાલેલી વાત ઘણી અજાયબી સાથે સાંભળીઃ—

**બગલો**—સલામ અલેકુમ, લાંબા ટાંટીયાના બગલીબાઈ. તમો આજે ઘણાં સકારે બહાર નિકળેલાં જણાઓ છો!

**બગલી**—મારા શોભિતી ચાંચના પ્યારા બગલાજી, હું મારા નાસ્તાને માટે શિકાર શોધવા ગઈ હતી, ત્યાંથી હુમણાંજ પાછી ફરી છું. તમો મેહેરબાની કરી મારી સાથે આવીને નાસ્તો જમશો, તો જરૂર મને બેહદ ખુશહાલી ઉપજશે. નાસ્તા ઉપર સરડાનાં બદનનો થોડોક ભાગ, અને દેડકાની એક રાન છે.

**બગલો**—હું તમારો ઘણો અહેસાનમંદ છું, પણ હુમણાં મને ભુખ લાગેલી નથી. હું તો આ એકાંત જગ્યાએ એક બીજાજ એરાદાથી આવ્યો છું, અને તે એજ છે, કે આજે મારા બાપે એક નાચ આપ્યો છે, અને તેમાં હું એક નવીજ રીતે નાચનાર છું, અને તે માટે જરા મહાવરો કરવા સારૂ હ્યાં આવ્યો છું.

આટલી વાતચીત ચાલ્યા પછી તે જવાન બગલો રમુજી ઢપે કુદવા, નાચવા અને ગુલાંટ ખાવા લાગ્યો, કે જે જોઈ ખલીફ અને

વજીર ઘણા અજાયબ થયા. પણ જ્યારે તેઓએ તેને પાંખો પોહોળી કરી એક પગ ઉપર ઉભો રહી ચક્કરી ખાતો અને એવાજ બીજા તરેહવાર રમુજી ચાળા કરતો જોયો, ત્યારે તેઓથી હસવું થોભાઈ શકાયું નહીં, અને તેથી તેઓ બંને જણા બેઅખત્યાર મોટેથી હસી પડ્યા. પણ પેહેલાં ખલીફ પોતાનું હસવું થોભાવી બોલી ઉઠયો, "ખચીત, ઘણી મજાહ પડી હો! દિલગીરી ફક્ત એટલીજ છે, કે આપણાં હસવાથી તે પક્ષીઓ બીહીને ઉડી ગયાં."

પણ તરતજ વજીરને યાદ આવ્યું, કે ફેરવાયલા હરકોઈ અવતારમાં હસવાની તો આપણને બંધી છે, તેથી તેની ખુશહાલી ઉડી ગઈ, અને ગંભીર થઈ ગયો, અને તે બાબે ખલીફને ચેતાવ્યું.

**ખલીફ**—અલ્લાહ! અલ્લાહ! આ શું થઈ ગયું! ખુદા ખેર કરે! પણ જો આપણે હંમેશ સુધીના બગલાઓજ રહી ગયા, તો પછી શું હાલ! વજીર, હું અર્જ કરૂં છું, કે આદમિયત અવતારમાં પાછા બદલાઇ જવાનો પેલો શું બોલ છે, તે જરા યાદ કરવાની તો કોશેશ કર, કેમકે હું તો તે તદનજ ભુલી ગયો છું?

**વજીર**—આપણે પૂર્વ-દિશા તરફ ફરી ત્રણવાર સેજદો કરવો, અને તેજ વખતે પેલો જાદુઇ બોલ 'મું—મુ—મુ—' સબર કરો, તે બોલ શું? ઉભા રેહેવો, જરા ફરીથી અજમાવ્યે, કદાચ આપણને તે યાદ આવશે.

પછી તરતજ બંને બગલારૂપી ખલીફ અને વજીરે આફ્તાબ તરફ સેજદા કરવા માંડયા, પણ તોબાહ! તોબાહ! તે જાદુઇ બોલ તો તેઓની યાદમાંથી બિલકુલ ગુમ થઇ ગયો હતો. ખલીફે વાકાં વળી વળીને ઘણાંબી સેજદા કર્યા કીધા, **મનસુરે** ઘણી પણ વખત 'મુ—મુ—મુ—' બોલથી આગળ બોલવાની કોશેશ કીધી, પણ તે તમામ ફેકટ! અને એ મુજબ **બગદાદ** શેહેરનો ખલીફ **રશીદ** અને તેનો માનીતો વજીર **મનસુર** બગલારૂપી પક્ષીના આકારમાં રહી ગયા!

તે બિચારાઓ હવે શું કરવું, તે કાંઇ સુઝ ન પડવાથી ગામડાંમાં અહીંતહીં દિલગીરી સાથે ભટકવા લાગ્યા. એક વખત તેઓએ મનસુબો કર્યો, કે શેહેરમાં જઇને તેઓ કોણ છે, તે લોકોને ઓળખાવવાની તજવીજ કરવી. પણ પછી પાછો વિચાર આવ્યો, કે શું લોકો એમ માને પણ, કે **બગદાદનો** નામીચો ખલીફ **રશીદ** એક કંગાળ બગલો હોય? અને કદાચ તેઓ માને, તોપણ એવાં એક ખુસ્નુમા શેહેરનાં લોકો પોતાના બાદશાહ તરીકે એક બગલાને બાદશાહી કરવા દેવાનું કબુલ પણ કરે? ત્યારે હવે કરવું શું? એવા વિચારથી કેટલાક દિવસ સુધી તેઓએ સઘળી જગ્યાએ ભટકયા કર્યું. તેઓ જંગલી મેવો ખાઇને પોતાનો ગુજારો કરતા, અને તે વટીક તેઓની લાંબી ચાંચને લીધે તેઓને ગળવો ભારી પડતો હતો. બીજાં ખરાં બગલાંઓ તો સરડા અને દેડકાંઓ ઘણી ખુશીથી ખાતાં હતાં, પણ આપણા આ દોસ્ત બગલાઓને તો તેઓને નામેજ થરથરીને તાપ આવતી હતી! એવી તેઓની કંગાળ હાલતમાં તેઓને માત્ર એકજ વાતની મજાહ હતી, અને તે એ હતી, કે તેઓની ઉડવાની શકિતને લીધે, તેઓ **બગદાદ** શેહેરની ઉપર ઉડયા કરતા, અને ત્યાં શું શું બનાવો બને છે, તે જોતા હતા.

પેહેલાં તો શેહેરનાં લોકો આ બંનેની ગેરહાજરીથી ફિકરમંદ તથા દિલગીર રેહેલાં જણાયાં, પણ ચોથે દિને જ્યારે આ બંને પક્ષીરૂપી બાદશાહ અને વજીર મેહેલનાં મથાળાં ઉપર બેઠેલા હતા, ત્યારે તેઓએ મોહોલ્લાઓમાંથી એક ભારે દબદબાવાળું સરઘસ, નગારાં તથા કરનાયનાં અવાજ સાથે પસાર થતું જોયું. તેઓની વચ્ચે અતિશય કિંમતી સાજથી સજેલા પોતાનાજ એક ઉંચી તોખમના ઘોડા ઉપર સવાર થયેલો એક મર્દ ખલીફ **રશીદ** જોયો. તેણે સોનેરી ભરતનો અને લાલ ચટક રંગનો એક અતિ નાદર જબ્બો ઓઢેલો હતો. તેની પછવાડે **બગદાદ**

શેહેરની અર્ધી વસ્તી "બગદાદના બાદશાહ મીરઝાં, ઘણું જીવો!" એમ પોકાર મારતી દોડતી હતી.

**રશીદ**—આહ! હવે હું સમજ્યો, કે આપણી ઉપર આ આફત કેમ આવી પડી છે. આ મીરઝાં, મારા હંમેશના કટ્ટા વેરી પેલા ઝેરેમંદ જાદુગર **કાશનુર.** કે જેણે એક વખ્તે મારી અતિ ખરાબી કરવાના હડહડતા સોગંદ લીધા છે, તેનો બેટો થાય છે. તોયે હું મારી તમામ ઉમેદ હજી છોડી દેતો નથી. વઝીર મારી સાથે ચાલ. આપણે હઝરત પયગમબર સાહેબની કબર આગળ જઇયે, કદાચ તે પાક જગ્યાની અસર આપણી ઉપરનું જાદુ તોડી શકશે.

તરતજ પછી બન્ને બંગલાઓએ મેહેલનું છાપરું છોડીને **મદીના** શહેર તરફ ઉડવા માંડયું.

આશરે એએક કલાક સુધી ઉડવા પછી વજીર બોલ્યો, "નામવર ખલીફ, મને માફ કરો, હવે મારેથી વધારે ઉડી શકાતું નથી, કારણ કે મારા કરતાં તમો ઘણી ઝડપથી ઉડો છો. વળી મોડું પણ થવા આવ્યું છે, વાસ્તે રાતના આરામ લેવાની કોઇ સલામત જગ્યા આપણે શોધી કહાડયે."

**રશીદે** પણ આ માગણી દયાળુ દિલથી કબુલ કીધી, અને તેઓ બન્ને ત્યાં આવેલી એક ખાડીમાંનાં કેટલાંક ખંડેરો તરફ તરફ ઉડી ગયા. આ ખંડેરો એક વખત કોઇ ગંજાવર મહેલનાં હોય, એમ લાગતાં હતાં. પડી ગયેલી ઇમારતોમાં હજી પણ કેટ-લાક શોભિતા થાંભલાઓ ઉભેલા હતા, અને કેટલાએક ઓરડાઓ હજી પણ સારી હાલતમાં રહેલા હતા. તેઓ હ્યાં આશાયશને લાયકની કોઇ જગ્યા શોધવાને ભટકતા હતા, તેટલાં **મનસુર** એકદમ ઉભો રહી ગયો, અને આસ્તેથી બોલ્યો, "હુઝુર, હું ચોક્કસ છું, કે મેં હ્યાં હમણાં કોઇને હાય મારતાં સાંભળ્યું—"

ખલીફ પણ તે સાંભળવાના એરાદાથી થોભ્યો, અને તેણે પણ કોઇને હાય મારતું બરાબર સાંભળ્યું, કે જે કોઇ આદમજાત મારતું હોય, એમ તેને લાગ્યું. તે તરતજ જ્યાંથી આવાઝ આવતો હતો, ત્યાં જવા કરતો હતો, પણ તેને તેની પાંખ પકડીને શેઆણાં મનસુરે અટકાવ્યો, કેમકે વજીર ડરતો હતો, કે તેમ કરવાથી રખે વળી કોઇ બીજી ન ધારેલી આફતમાં તેઓ ગેરફતાર થાય. પણ તેની તે અર્ઝ અને આઝેજી ફેકટ ગયાં, સબબ કે ખલીફ જોકે હાલમાં એક પિછાંવાળો બગલો હતો, તોએ તેનું દિલ બહાદુર અને રહેમવંત હતું. તે નામદાર વજીરની ચાંચમાંથી ઝપાટો મારીને નિકળી ગયો, અને એક બિહામણી ચાલ, કે જ્યાંથી તે ગમખાર આવાઝ આવતો હતો, ત્યાં ગયો.

તે એક ઓરડા આગળ આવી પોહોંચ્યો, કે જેનું બારણું અર્ધું ખુલ્લું હતું, અને જ્યાંથી તે આવાઝ આવતો હતો. **રશીદ** તે ઉઘાડયું, અને ત્યાં જે તેણે જોયું તેથી તે અજાયબી સાથે ઉભોજ ગયો. તેણે તે પડી ભાંગેલા ઓરડાનાં ખુણામાં એક અતી જબરદસ્ત મોટાં કદનું ઘુવડ જોયું; તે માદા હતી, અને તેણીની મોટી પીળી ચશ્મોમાંથી નવધાર આંસુઓ વહેતાં હતાં, અને તેણીની વાંકી ચાંચમાંથી તેણી હાય મારતી હતી. તે બગલાઓને પોતાની તરફ આવતા જોઇને, તરતજ તેણીએ ખુશીનો અવાજ કર્યો, અને પોતાની પાંખો વડે ચશ્મો નુછી નાખીને ખલીફ તથા વજીરની બેહદ અજાયબી વચ્ચે તેણીએ તેઓનીજ ઉંચી અરબી જબાનમાં કહ્યું.

“પ્યારા પક્ષીઓ, અત્રે ભલે પધાર્યા. તમારા આવવાથી મારો છુટકારો થશે, એવી મને આગાહી થાય છે. મને ગેબી ખબર થઈ છે, કે બગલાઓનીજ મારફતે મને મારૂં ખોવાયલું સુખ પાછું મળશે.”

ખલીફની અજાયબી જ્યારે જરા ઓછી થઈ, ત્યારે તે અતિશય સભ્યતાથી નમીને બોલ્યો, “બાનુ ઘુવડ, આપનાં બોલવા ઉપરથી

મને જણાય છે, કે તમારૂં દુઃખ પણ અમારા જેવુંજ છે, પણ અફસોસ! જે ઉમેદ આપ પોતાના છુટકારા સારૂં અમારાથી રાખો છો, તે ફોકટ છે, એમ અમોને લાગે છે. અગરજો આપ અમારી કેફિયત સાંભળશો, તો તે બાબે આપની ખાતરી થશે."

તે ઘુવડે ખલીફને પોતાનું દાસ્તાન કહેવાની નમનતાઈ સાથે અર્જ કીધી, કે જે તે નામદારે આપણે ઉપર વાંચી છે, તે મુજબ કહી સંભળાવી. જ્યારે તે પોતાની હકીકત કહી રહ્યો, ત્યારે ઘુવડે તેનો અહેસાન માન્યો, અને કહ્યુંઃ—

"હવે ત્યારે મારી કેફિયત સાંભળો, અને તમે જાણશો, કે મારૂં દુઃખ પણ તમારા જેવુંજ છે કે નહીં. મારો બાપ હિંદુસ્તાનમાં એક ઘણો જોરેમંદ પાદશાહ હતો, અને હું તેની માત્ર એક પુરી પણ કમનસિબ બેટી હતી. મને સર્વે કોઇ શાહુજાદી **લુશાને** નામે ઓળખતાં હતાં. જે નાપાક જાદુગર **કાશનુરે**, તમોને આ અવતારમાં ફેરવી નાખવાનું કાવત્રું રચ્યું છે, તેજ મારી ઉપરની હાલની આફતનું કારણ છે. પોતાના શયતાની એલમની કુમક ઉપર મુસ્તાક રહીને તેણે મારા બાપની હજુરમાં આવી મારી શાદી તેના છોકરા **મીરઝાં** સાથે કરવાની માગણી કીધી.

"તેની આવી બેઅદબીથી ગુસ્સે થઇને મારા બાપે તેને દાદર ઉપરથી નિચે ગબડાવી દેવાનો હુકમ કર્યો. એથી ખિજાઇને **કાશનુર** જાદુગર જતો રહ્યો, પણ જતી વખતે પોતાને થયલાં તે અપમાનનું વેર લેવાના તેણે પાપી સોગંદ ખાધા. થોડીક મુદત ગુજરવા પછી તે કંગાળ કે જે પોતે ચાહે તે રીતે ચેહેરો બદલી નાખવાની કળા ધરાવતો હતો, તે ખુદા માલુમ કઈ છુપી રીતે મારી સાહેલીઓમાં દાખલ થઈ ગયો. એક ઉનાળાની સાંજે હું મારા બાગમાં ફરતી હતી. તાપ ઘણો પડવાને સબબે તાજગી મેળવવા મેં કાંઇ પીવાનું માંગ્યું, કે એ પાપી ચંડાળ એક ગુલામનાં લેબાશમાં

મારી આગળ આવ્યો, અને કાંઇ પીવાનું આપ્યું, કે જે પીતાંજ હું આ બિહામણા અવતારમાં બદલાઈ ગઇ.

"મારો આ ફેરવાયલો હાલ જોઇ હું બેહોશ થઈ ગઇ, અને જ્યારે પાછી સુદ્ધિમાં આવી ત્યારે મેં પોતાને આ ખંડેરમાં આવી પડેલી જોઈ, અને તે જાદુગરનો હયેબતનાક અવાજ મારા કાન ઉપર પડતો સાંભળ્યો. 'એવીજ કદરૂપી અને નામોશી ભરી હાલતમાં તું તારી જીંદગીનાં બાકીના દિન તું પુરા કરજે! શિવાય તું કોઇ એવાને મળે કે જે પોતાની ખુદ રાજીખુશીથી તારો આવો બિહામણો દેખાવ છતાં તાથે શાદી કરવાને કબુલ થાય'. આ બનાવ બન્યાને ઘણા માસ થઇ ગયા છે, અને એ સઘળો વખત હું આ ખંડેરોમાં ઘુવડ રૂપે એક કંગાળ જીંદગી ગુજારૂં છું. ખુદરતનો દીલપઝીર દેખાવ જોઇને વટીક હું મારો જીવ ખુશ રાખી શકતી નથી, કારણકે દિવસે તો હું આંધળી છું. ફક્ત જ્યારે આ જમીન ઉપર માહુતાબ પોતાની ઝાંખી રોશની પાંથરે છે, ત્યારેજ મારી ચશ્મો ઉપર ફરી વળેલો જાડો પરદો દુર થાય છે, યાને રાત્રેજ માત્ર હું જોઈ શકું છું."

એટલું બોલી વળી તે ઘુવડ માદા પાછી પોતાની પાંખો વડે પોતાની રડેલી ચશ્મો લુછવા લાગી.

**અલીફ**—બાનુ, મને લાગે છે કે, આપની આફતો વચ્ચે એક જાતનું જોડાણ છે, પણ આ અજાયબ ભેદની ચાવી કેવી રીતે શોધી કહાડવી, તેની મને સમજ પડતી નથી.

ઘુવડ—અલીફ, હું આપને કહી ચુકી છું, કે મારાં બચપણમાં મારે વાસ્તે એક જાદુગરે આગાહી કીધી છે, કે એક બગલાથી મને ઘણું સુખ મળશે. આપણે આપણો છુટકારો આ કમનસિબ હાલતમાંથી કેમ કરવો, તે હું ધારૂં છું કે હું જાણું છું.

**અલીફ**—તમારાં ભેદ ભરેલાં બોલવાની મને કશી સમજ પડતી નથી. મેહેરબાની કરી જરા વધારે ખુલાસાથી સમજાવશો?

ઘુવડ—મોટી ખુશી સાથે. સાંભળો, તે જાદુગર કે જેણે આપણા સર્વેનો નાશ કર્યો છે, તે આ ખંડેરોમાં દર માસે એક વખત આવે છે. અહીંથી નજદીકમાંજ એક દિવાનખાનું છે, કે જ્યાં તે અને તેના બીજા જાદુગર દોસ્તો સાથે શરાબ બાજીમાં મસ્ત થઈ મોજ મારે છે, અને તે વેળા દરેક જણ પોતાના તમામ પાપી કામોનું બ્યાન એક બીજાને કહી સંભળાવે છે. તેઓ હવે પછી પાછા આવે, ત્યારે જો તેઓ તમારો ભુલાઈ ગયલો સોખન બોલે તો તેથી કદાચ તમારો છુટકારો થઈ જાય.

ખલીફ—ઓ પ્યારી શાહુજાદી! મેહેરબાની કરી જલદી કહે, કે તે નાપાક અત્રે ક્યારે આવે છે, અને તે દિવાનખાનું ક્યાં છે?

ઘુવડ—નામવર ખલીફ, મારાં બોલવાનો કશો ગુસ્સો કરશો ના, પણ હું તે બાબદથી આપને વાકેફ કરૂં, તે આગમજ મારે તમો પાસેથી એક સરત કબુલાવવી જોઇએ છે.

ખલીફ—જલદી કહો, તે શું સરત છે? તે ગમે એવી હશે, તોયે તે કબુલવાને હું તૈયાર છું.

આ ઉપરથી તે ઘુવડ શાહુજાદીએ પોતાની મોટી પિળી ચશ્મો શર્મથી નિચી કરી ઘણી સભ્યતાથી કહ્યું, "અગર જો તમો બન્ને સાહેબોમાંથી કોઇપણ એક જણ મારી સાથે શેઆદી કરવાની માંગણી કરો, તોજ મારો આ હાલતમાંથી છુટકો થાય."

આ સરત સાંભળી બન્ને બગલાઓને ભારે ફિકર ઉપજી. પછી ખલીફે વજીરને એક એક બાજુએ લઇ જઇને કહ્યું, 'મનસુર, તું મારી તરફ હંમેશનો નિમકહલાલ છે એમ જાણી, આ બાબદમાં હું તારી મદદ ચાહું છું. શું તું આ ઘુવડ શાહુજાદી સાથે શેઆદી કરવાની માંગણી મારે ખાતર નહીં કરે?"

મનસુર—નહીં ખલીફ, કદી પણ નહીં. જો હું એમ કરૂં, તો ઘેર પાછો જાઉં, ત્યારે મારી પ્યારી બાનુ નખોરિયાં દઇ મારી

ચશ્મોજ ખેંચી કહાડે! વળી હું એક ગરીબ બુઢો મરદ છું, અને તમો નામવર તો જવાન છો. એટલુંજ નહીં પણ વળી કુમારા છો, અને તેટલા માટે એવી એક નવજવાન અને ખુબસુરત શાહજાદી સાથે શેઆદી કરવાને દરેક રીતે તમોજ લાયક છો.

ખલીફ—પણ તેનોજ મનેબી અંદેશો થાય છેની? મારી કેમ ખાત્રી થાય, કે તેણી જવાન અને ખુબસુરત છે?

એ મુજબ તેઓ વચ્ચે થોડોક વખત સુધી તકરાર ચાલી, અને જ્યારે ખલીફે જોયું, કે વજીર કોઇપણ રીતે તેનું કહ્યું કબુલ કરે એમ નથી, ત્યારે આખરે પોતેજ તેણીની સાથે શેહાદી કરવાનું કબુલ કર્યું.

આ સાંભળી શાહજાદી બહુ ખુશીમાં આવી ગઇ, અને તેઓને જણાવ્યું, કે તેઓ વખતસરજ ત્યાં આવી પોહોંચ્યા હતા, કેમકે જાદુગરોને સાથે મળવાનો તેજ દિવસ હતો. ત્યાર પછી તેણી તેઓને તે ચોક્કસ દિવાનખાના આગળ લઇ, કે જ્યાં હવે પછી તેઓનું શું થશે, તેનો તમામ આધાર લટકેલો હતો. પહેલાં તેઓ થોડીક પળ સુધી એક અંધારી ચાલ પસાર કરી ગયાં, કે જ્યાંથી પછી દિવાનખાનાની દિવાલની એક ફાટમાંથી તેઓની નજરે એક ભભુકદાર રોશની દેખાઇ. અત્રે ધુવડે તેઓને તદન ચુપ રહેવાની તાકિદથી અર્ઝ કીધી, અને પછી ત્રણે જણાઓ સાથે દિવાલ માંહેલી ફાટ આગળ ગયાં, કે જેમાંથી દિવાનખાના માંહેલું તમામ બરાબર દેખાતું હતું.

ત્યાં તેઓએ જોયું કે તે મહેલના બાકીના ભાગો કરતાં તે દિવાનખાનું જે સ્હેજ સારી હાલતમાં હતું, તેની વચોવચમાં એક મોટી મેજ બિછાવેલી હતી, કે જે ઉપર તરેહવાર દિલખુશ શરાબો અને લેહેઝતદાર વાનીઓ પિરસેલાં હતાં. વિચિત્ર પોશાકવાળા આઠ મર્દો તેની આસપાસ ગોઠવેલા ઉમદા કોચો ઉપર લેટેલા હતા. ખલીફ

તથા વજીરે તેઓની વચ્ચેથી એક મરદને તરત પિછાણ્યો, કે જે પેલોજ ડોળઘાલુ વેપારી હતો, અને જેણે ખલીફ અને વજીરને પેલી જાદુઈ ભુકી વેચી હતી.

ઘણોક વખત સુધી ખાણુંપીણું ચાલ્યા કરવાથી, અને પેલો જાદુઇ બોલ ન સંભળાવવાથી બીચારા બગલાઓએ પોતાના છુટકારા માટે નાઉમેદ થવા માડયું, પણ તેટલામાંજ તે ડોળઘાલુ વેપારીની પાસેજ બેઠેલો બીજો જાદુગર બોલ્યોઃ "કાશનુર, તારાં છેલ્લાં કોઈ મોટાં અને અજાયબ જેવાં કામોનું બ્યાન કર, કે જેથી અમોને ગમત પડે."

આ ઉપરથી તરતજ **કાશનુરે** પોતે ચલાવેલાં તમામ જાદુઈ કામોનું બ્યાન કરવા માંડયું, અને આખરે ખલીફ તથા વજીરની વાત કીધી.

તે સાંભળી બીજાએ સવાલ કર્યો કે "અને તમોએ તેઓને બીજા અવતારમાં બદલી નાખવાને માટે શું બોલ નક્કી કર્યો હતો?"

**કાશનુર**—(હસીને) **લાટીન** ઝબાનનો એક બોલ અને તે પણ યાદ રાખવાને ઘણો સહેલો-"મુતાબૅાર."

મગજમાંથી વિસરાઈ ગયલો બોલ પાછો યાદ આવતાંજ બેહદ ખુશી સાથે તે બંને બગલાઓ ત્યાંથી એટલાતો જોશથી ઉડી ગયા, કે બિચારૂં ઘુવડ તેઓની પછવાડે જેમતેમ સખતીથી ઉડ્યા કીધું. પણ ખલીફે તેણીની તરફ ફરીને કહ્યું "ઓ! તું કે જેણીએ અમારો છુટકારો કર્યો છે, તે મારાં દિલનાં ઉપકારની નિશાની તરીકે મારો હાથ કબુલ કર."

ત્યાર બાદ તેણે તથા વજીરે બંને જણાએ પૂર્વદિશા તરફ ફરી પોતાની બગલા રૂપી લાંબી ગરદન વડે ત્રણ સેજદા કર્યા, અને પછી જાણીતો બોલ "મુતાબૅાર" પોતાની વાંકી ચાંચમાંથી બોલ્યો, કે તરતજ તેઓનો અવતાર બગલામાંથી બદલાઇને પાછો

અસલ માફક આદમી બની ગયો. આ જોઈ બેહદ ખુશાલી વચ્ચે ધણી અને નોકર બંનેએ એક બીજાને બગલગીરી કરી, અને રડવા લાગ્યા. પણ આ વખતની તેઓની અજાયબીનું બ્યાન કોણ કરી શકે? કેમકે પાછળ ફરીને જોતાં તેઓએ પોતાની બાજુમાં એક જવાન પરી સુરતની બાનુને અતિ ઉમદા પોશાકમાં બીરાજેલી જોઈ.

પોતાનો નાજુક હાથ ખલીફ તરફ ધરીને તેણી હસીને બોલી, "શું તમો તમારાં ગરીબ બિચારાં ઘુવડને પીછાણી શકતા નથી?"

ખલીફ તેણીની અતિ ખુબસુરતી અને મરોડ જોઇને એટલો તો દિવાનો બની ગયો, કે તેણીના પગ આગળ ઘુંટણ મડીએ પડીને અને સોગંદ ખાઇને જણાવ્યું, કે તેની આખી જીંદગીમાંનો સર્વેથી સુખી દિવસ તેજ હતો, કે જ્યારે તે બગલો થઈ જવા પામ્યો, તો આજે તેણીની સાથે તેની મુલાકાત થઈ.

પોતાના ભલા વજીર **મનસુર**ની સાથે ખલીફને **બગદાદ** પાછો ફરતો જાણી લોકો ખુશીથી દિવાના બની ગયાં, અને આખે રસ્તે તેને ખુશાલીના પોકારોથી વધાવી લીધો.

ખલીફ ઉતાવળો પોતાના મહેલમાં ગયો, અને તે **કાશનુર** જાદુગર તથા તેના બેટાને કેદ કરાવ્યા. ખલીફના હુકમથી તે બુઢા પાપી મર્દને તેજ ખંડેરવાળા મહેલમાં લઇ જઇ સર્વેથી ઉંચા મિનારા ઉપર ફાંસી દેવામાં આવ્યો, કે જ્યાં તેણે શાહજાદીને ઘુવડના અવતારમાં બંદીવાન કીધી હતી. ત્યારબાદ ખલીફે તેના બેટા **મીરઝાં**ને બે સજામાંથી ગમે તે એક માંગી લેવાને ફરમાવ્યું, કે જોઇએ, તો તેણે પોતાનો જાન આપવો, કે નહીં તો પેલી જાદુઇ ભુકીની એક ચપટી સુંઘી કોઇ જાનવરના અવતારમાં બદલાઇ જવું.

નાચારીએ તેણે જાનવરી અવતાર પસંદ કરવાથી વજીર **મનસુર** તેની સામે દાબડી ઉંઘાડીને ઉભો, અને પછી મશ્કેરીને અવાજે તેને કહ્યું, "સાહેબ એક ચમટીભરી સુંઘશો."

આ વખતે જો તે નાફરમાની કરે, તો ઇશારત થતાંજ તેનું ડોકું ઉરાડી મુકવાને એક ગુલામ નાગી શમશેર સાથે તૈયાર ઉભો હતો.

મીરઝાંએ પોતાનાં આંગળાં તે જાદુઇ દાબડીમાં ઘાલ્યાં અને એક મોટો ચમટો ભરી તે ભુકી સુંઘી, અને "મુતાબૉર" બોલ



બોલ્યો, કે તેનો અવતાર ખાસા એક મોટા બગલાના આકારમાં બદલાઇ ગયો. તે બિચારાં પક્ષીને ત્યારબાદ એક મોટાં પાંજરાંમાં બંધ કરી, ખલીફના બાગના દરવાજા ઉપર ટાંગવામાં આવ્યું, કે જ્યાંથી પસાર થતાં બગદાદ શહેરનાં હજારો લોકો તેને જોઇ ગમત મેળવતાં હતાં.

ખલીફ રશીદ અને સુલતાના લાંબો વખત સુધી સુખથી રહ્યાં, અને તેઓનો માનીતો વજીર મનસુર હંમેશાં તેઓના અજાયબી ભરેલા બનાવોનું બ્યાન કર્યા કરતો હતો. કોઇ વખત જ્યારે ખલીફ ખુશ મીજાજમાં હોય ત્યારે એક બગલાની માફક ચાળા કરી તે નામદાર પોતાના વજીરની મશ્કેરી

કરતો. તે બગલાનીજ માફક ડોક લાંબી કરી, વાંકાટીકા પગો કરી, પૂર્વ દિશા તરફ ફરી, ખોટા ઢોંગથી સેઝદો કરતો, અને વજીરની પેઠે "મુ—મુ—મુ—" બોલ યાદ કરી, જાણે તે પુરો કરવાની કોશેષ કરતો હોય, એમ ચાળા કરતો! જેથી તે પરી-સુરત શાહુજાદીને અને તેણીનાં ફરઝંદોને ઘણી ગમત પડતી હતી, પણ જ્યારે ઘણું અતેરૂં થતું, ત્યારે તે ખલીફને દમ ભરાવતો કે "જો હવે તમો નામવર સાહેબ મારી મશ્કેરી કરશો, તો બિચારાં ઘુવડ સાથે કોણે શેઆદી કરવી, તે બાબે આપણા વચ્ચે જે તકરાર થઇ હતી, તે હું સર્વેને જણાવી દઇશ." રખે તેથી પોતાની હસી થાય, એમ જાણી ખલીફ વળી તે વખતે તો અખાડા કરી જતો, પણ વળી બીજી તકે પાછો વજીરની મશ્કેરી કરવાને ચુકતો ન હતો. તો જોકે કોઇ વખત પણ વજીરે તે છુપી વાત કોઇને જાહેર કીધી ન હતી.

---

જ્યારે **સલીમ** પોતાની હેકાયત પુરી કરી રહયો, ત્યારે સઘળા વેપારીઓએ તેની રસીલી હેકાયત માટે તેને શાબાશી આપી.

તેઓમાંથી એક જણ બોલ્યો, "ખચિત **સલીમ**ની હેકાયતથી આપણો વખત ઘણો ખુશ રીતે પસાર થયો છે, પણ હવે* સાંજની લેહેકી ફુંકવા માંડી છે, માટે આપણે આગળ કુચ કરવી જોઇએ."

આ ઉપરથી તરતજ તંબુઓ ઉંચકી લેવામાં આવ્યા, અને તે કાફલાએ પાછી આગળ કુચ કરવા માંડી. આખી રાત અને બીજી બામદાદનો કેટલોક વખત સુધી કુચ કર્યા પછી તેઓ

* રેતીનાં રણમાં દિવસે એટલો તો તાપ પડે છે, કે તેની ગર્મી ખમાઇ શકાતી નથી, માટે હંમેશાં કાફલાઓ ઠંડે વખતેજ પોતાની કુચ ચાલુ રાખી દિવસે છાવણી કરી આરામ લે છે.

છાવણીને લાયકની એક જગ્યા ઉપર આવી પહોંચ્યા, અને ત્યાં આશાયશ લેવા માટે તંબુઓ ઠોકી ઊંઘવા પડયા.



જ્યારે તેઓ ખાબમાંથી બીદાર થયા, ત્યારે જોકે દિવસનો તાપ ઓછો થયલો હતો, તોયે વેપારીઓનો વિચાર થોડાક કલાક પછી જ્યારે માહુતાબ ઊગે ત્યારે પાછી કુચ શરૂ કરવાનો હોવાથી માંહેલા એકે પોતાના બીજા સાથીને કહ્યું, "આપણા નવા દોસ્ત, **સલીમ બારૂશે** ગઈ કાલે આપણુને એક ઘણીજ દિલપસંદ હેકાયતથી ખુશ કર્યા છે, માટે મારા પ્યારા **અહ્લી**, આજે તમો પણ તેનીજ માફક એક બીજી દિલપઝીર વાત નહીં કરશો? તમોએ તો ઘણી સફરો કીધી છે, અને તમોને દુન્યાદારીનો ઘણો અનુભવ થયેલો છે, માટે ખચિત તમોને અજાયબ જેવી ઘણી બાબદોની ખબર હોવી જોઇએ."

**અહ્લી**—ભલે, ભલે, આજે હું એક હેકાયત કહેવાને તૈયાર છું, પણ તે "બગલારૂપી ખલીફ" અને વજીરના જેવીજ રસીલી લાગશે નહિ, તે બાબે હું કશી કબુલાત આપતો નથી તો પણ હું મારી બનતી રીતે તમોને ગમત આપવાની કોશેશ કરીશ, માટે મારા અઝીજ રફીકો, "દરજી શાહજાદા"ની મારી હેકાયત સાંભળો.





# દરજી શાહજાદો.



એક વખત **અૅલેકઝાંડ્રિયા** શહેરમાં એક ઘણોજ હુશિયાર અને જાણીતો દરજી રહેતો હતો કે જેના હાથ તળે કામ કરતા છોકરાઓમાં એક હતો, કે જેનું નામ **લાબુકાન** કરી હતું. દરેક જણાં આ છોકરાના સીવવાના હુન્નરની ઘણી તારીફ કરતાં હતાં વળી તે ઉદ્યોગી તથા વાયદાસર કામ કરનારો હોવાથી લોકો તેને બીજાઓ કરતાં વધુ પસંદ કરતાં હતા. ઘણો હુશિયાર અને હુન્નરમંદ છતાં, તે જરા "ચક્રમ" હતો, અને તેનાં મગજમાં બસ એવોજ ખ્યાલ બેસી ગયો હતો કે તે એક શાહજાદો હતો!

કોઈ વખત કલાકોના કલાકો સુધી ઘણી ઉલટથી સીવ્યા કરતો હતો, અને તે વેળા એવું લાગતું હતુ કે તેની સોય જાણે તેનાં આંગળાંઓમાંથી ઉડી જતી હોય; પણ વળી ઘણીવાર તે સીવવાનું એક બાજુએ પડતું નાખી, કલાકોના કલાકો સુધી કાંઈ વિચારમાં પડી રહેતો. તે વેળા તે એકજ જગ્યા તરફ ટીકયા કરતો અને એવો તો હસવા જેવા ચહેરો કરતો, કે તેના બીજા સાથીઓ તેની મશ્કરી કરતા, કે "જુઓ, જુઓ, વળી **લાબુકાન** શાહજાદો થવાની કોશેશ કરે છે?"

એક શુક્રવારને દિને જ્યારે તેના બધા સાથીઓ મસજીદમાં નેમાઝ પઢીને પોતાને કામે પાછા ફરતા હતા, ત્યારે **લાબુકાન**

પણ મસજીદમાંથી બહાર આવ્યો. આ વખતે તેનાં બદન ઉપર એક ઘણો ઉમદા પોશાક પહેરેલો હતો, કે જે તેણે પોતાની કમાઈમાંથી કેટલાક પૈસા બચાવી, તેમાંથી ખરીદયો હતો. આ પોશાક પહેરી તે મહોલ્લાઓમાંથી જાણે પોતે એક ખરો શાહ-



જાદો હોય, એવા રોબ અને ગુમાન સાથે ચાલ્યો જતો હતો, અને તે વખતે જો તેનો એકાદ સાથી તેની સાથે વાત કરવા જતો, તો માત્ર પોતાના હાથના ઇશારાથી ભારે મગરૂરી સાથે તે તેને પાછો જવાબ દેતો. એજ વખતે એતેફાકે તેનો દરજી શેઠ તેને રસ્તામાં મળ્યો, જેણે લાબુકાનને "બનાવવા"ના ઇરાદાથી કહ્યું, "લાબુકાન, ખચીત તું કોઇ ગુમાઇ ગયલા શાહજાદા જેવોજ લાગે છે હો!"

**લાબુકાન**—શું તમોને પણ એમજ લાગે છેની? હું તો અવલથીજ જાણું છું કે હું કોઇ શાહજાદોજ છું.

આ દિનથી બિચારા **લાબુકાન**નાં મગજમાં આ બેહુંદા ખ્યાલે વધારે મજબુત ઘર કર્યું, અને જો તે ઘણો અચ્છો કારિગર ન હતે, તો ખચીત પોતાની ચાકરી પણ ખોહી દીધી હતે. હવે એવું બન્યું, કે સુલનાનનો ભાઇ **સલીમ** એક વખત **ઍલેકઝાંડ્રિયા** શહેર ખાતે આવ્યો, અને તેણે ઉપલા જાણીતા દરજી, લાબુકાનના શેઠની દુકાને પોતાનો જભ્ભો, કાંઇક ફેરફાર કરવા, તથા તે ઉપર થોડુંક વધારે ભરતકામ કરવા માટે મોકલ્યો, અને દરજી શેઠે **લાબુકાન**ને ઘણો હુશિયાર જાણી, તે કામ તેને સોંપ્યું. જ્યારે સાંજ પડી, અને બીજા તમામ છોકરાઓ ઘેર ગયા, ત્યારે **લાબુકાન** દુકાનમાં બેસી રહ્યો, અને સુલતાનના ભાઇના ઉમદા જભ્ભાનું ભરતકામ, તેની ઉંચી શોભીતી રંગીન મખમલ, વગેરે જોઈ અજાયબ થવા લાગ્યો. આખરે લોભ નહીંજ થોભાવાથી, પોતે તે પેહેરે તો કેવો લાગે, તે જાણવા માટે તે જભ્ભો તેણે પેહેર્યો, અને બનાવ પણ એવો બન્યો કે તે તેને દિલ બેસતો આવી ગયો.

તે પહેરીને **લાબુકાન** કાકા દુકાનમાં એમથી તેમ લટક મટક કરતા ચાલવા લાગ્યા! અને પોતે ઘણો ખુબસુરત લાગે છે, એમ મનમાંજ વિચારીને ખુશખુશ થવા લાગ્યો. તે મનમાં બોલ્યો, "એક શાહજાદો થવાનુ શું મુશ્કેલ છે? બીજાઓ કરતાં વધારે કિમતી પોશાક પેહેર્યો, કે થયું. અગરજો સુલતાન પોતે એક ફકિરનો લેબાશ પેહેરે, કે એક કાજીનો દમામવાળો જભ્ભો ઉતારી લેવામાં આવે, તો પછી રસ્તામાં તમારી પાસેથી પસાર થતાં, શું તમો કદી એમણી કહો કે આએ સુલતાન છે, પેલો કાજી છે? શું લીલી પાઘડી ઉપરથી આપણે એક અમીરને નથી ઓળખતા? હા, ખચિત બધું પોશાકમાંજ છે, માટે જો એવો એક ઉમદા પોશાક મારી પાસે હોય, તો બધા મને શાહજાદોજ જાણે, ને કદાચ એમ પેહેરી ફરતાં કોઈ દિન મારાં બાદશાહી માબાપ પણ

મને મળી આવે. પણ તેમ કરવા સારૂં મારે **ઍલેકઝાંડ્રિયા** શેહેર તો છોડી જવું જોઇએ, કારણ કે હ્યાંનાં બેવકુફ લોકો, તો કોઈ દહાડેબી માનવાના નથી, કે હું એક શાહજાદો છું."

વળી **લાબુકાન**ને લાગ્યું, કે આ ઉમદા પોશાક કોઈ નેકજાદ પરીએ ખામોખા તેને વાસ્તેજ ત્યાં મોકલ્યો હતો, કે તે લઈ તે પોતાનું સુજ્યું કરે. એવા બેહુંદા ખ્યાલથી બેહદ ખુશી થઈ, જે થોડું નાણું તેણે બચાવ્યું હતું, તે તથા સુલતાનના ભાઇનો કિમતી જભ્ભો લઈ તેણે ઉતાવળે **ઍલેકઝાંડ્રિયા** શેહેરમાંથી ચાલતી પકડી. બીજે દિને જ્યારે તે બીજાં શેહેરમાંના મોહોલ્લાઓમાંથી પસાર થતો હતો, ત્યારે લોકો એવા ઉંચા પોશાકવાળા એક મર્દને પગે ચાલતો જતો જોઇને તેની તરફ અજાયબીથી ટીકીટીકીને જોવાં લાગ્યાં, અને તેથી **લાબુકાન**ને ઘણોજ કંટાળો ઉપજ્યો. એકાદ બે રાહદારીઓએ તો તેને તે બાબે સવાલ વટીક કર્યો, પણ તેણે તેઓને ઉડાવનારા જવાબો આપી ખેરવ્યા; પણ "તેને તેમ કરવાનો ખાસ સબબ છે" એમ જ્યારે તે જવાબ દેતો ત્યારે સર્વે હસવા પડતા. આથી કંટાળીને **લાબુકાને** એક ઘોડો વેચાતો લઈ પોતાનો ભપકો પુરો કરવાનો ઇરાદો કર્યો અને જુજવી કિમતે એક બુઢો ઘોડો તેણે ખરીદયો. તે એટલો તો "ખડખડ પાંચમ" થઇ ગયલો હતો, કે ઘણોજ ધીમે કદમે ચાલતો, પણ આપણો દરજી શાહજાદો કદી બાપ જન્મમાં પણ ઘોડા ઉપર બેઠેલો નહીં, તેને તો આ ઘોડો ઘણો માફક આવી ગયો!

તેણે પોતાના આ નામિચા ઘોડાનું નામ **મોહોરો** કરી રાખ્યું, અને તે ઉપર સવાર થઇ આગળ મુસાફરી કર્યો જતો હતો, તેટલાં રસ્તામાં તેને એક બીજો જવાન મર્દ ઘોડા ઉપર સવારી કરતો મળ્યો. વાતચીતમાં બંનેનો રસ્તો સેહેલથી કપાઇ જાય, એટલા માટે નવા આવનારે **લાબુકાન**ની સાથે મુસાફરી કરવાની ખાહેશ દેખાડી. તે એક બહુ ખુબસુરત જવાન હતો, અને તેની તેજ કાળી

ચશ્મોમાં મર્દાનગી પ્રકાશતી હતી. ફકત તેનો પોશાક લગાર હાલહ-વાલ હતો, નહીં તો દરજી શાહજાદો તે જવાનથી ઘણો ખુશ થયો હતે. તેનું નામ ઉમર હતું, તેણે પોતાનો તમામ અહેવાલ લાબ્બુકાનને કહી સંભળાવ્યો, જેના બદલામાં લાબ્બુકાને પણ પોતાને ઉંચા ખાનદાનનો જણાવ્યો, અને "તોપ મારી" કે તે ફકત શોખને ખાતર મુસાફરી કરવા નિકળ્યો હતો. જ્યારે તેનાં જાણવામાં આવ્યું, કે જે શખ્સને તેના પોશાકને લીધે તેણે ધિક્કાર્યો હતો, તે તો એક શાહઝાદો હતો, ત્યારે તેને ઘણી અજાયબી લાગી. ઊમરે તેને પોતાનો અહેવાલ નીચે મુજબ જણાવ્યો :

"હું મારી બચગીથીજ કેરોના પાશા એલરીએની દરબારમાં ઉછર્યો છું. હું હમેશાં એમજ ધારતો હતો, કે તે મારો કાકો લાગે, પણ થોડીજ મુદ્દત ઉપર તેણે મને પોતાની નજદીક બોલાવીને કહ્યું, કે હું તેનો ભત્રીજો થતો ન હતો, પણ મારો બાપ તો અરબસ્તાનનો એક મોટો પાદશાહ હતો, તેણે મને તેને ત્યાં મોકલી દીધો હતો. તેનો સબબ, એ કે નજુમીઓએ તેને જણાવ્યું, કે બાવીસ વર્ષની ઉંમર તુલીકમાં મારી અજલ આવશે, પણ જો તે અજલ હું કોઇ રીતે ચુકયો, તો પછી હું સુખથી લાંબી જીંદગી ગુજારીશ.

"એટલા માટે તેણે મને એલરીએના સ્વાધીનમાં મોકલી દીધો, અને તેને તાકિદ કીધી હતી, કે તેણે મારાં ખાનદાનની કશી ખબર મને કરવી નહીં, પણ બાવીસ વર્ષની ઉમ્મર વિત્યા પછી મારે મારા બાપને શોધી કહાડવો, તે એવી રીતે કે આવતા રમઝાન મહિનાને ચોથે દહાડે, કે જ્યારે મારૂં બાવીસમું વર્ષ પુરૂં થશે, ત્યારે ઍલેકઝાન્ડ્રિયાની પૂર્વે આશરે ચાર દિનની મુસાફરીએ આવેલાં એલ-શેરૂઝાહના મિનારા આગળ મારે જવું. ત્યાં મને કેટલાક શખ્સો મળશે, તેઓને એલીફબેએ આપેલું આ

ખંજર દેખાડવું, અને તેજ વખતે બોલવું, કે 'જેને તમો શોધો છો, તે હુંજ છું.' અગરજો તેઓ પાછો એમ જવાબ દે, કે 'જે પયગમબરે તને બચાવ્યો છે, તેની તારીફ કર્યે છિયે,' તો મારે તેઓની સાથે જવું, કે તેઓ મને મારા બાપ પાસે લઇ જશે."

**લાબુકાન** દરજીએ આ તમામ હકીકત ઘણાં ધ્યાનથી સાંભળી. તેને પણ હંમેશાં એવાજ પ્રાક્રમોના સ્વપનાં આવતાં હતાં, અને તેવોજ બનાવ વળી બીજાના બાબમાં બનવાનો પણ હતો. પણ તે બનાવ બીજાને માટે બને, અને તેને પોતાને વાસ્તે ન બને એ તેને ઘણું ગેરવાજબી લાગ્યું. તે પોતેબી એક બાદશાહનો બેટો કાંય નહીં પેદા થયો? આખો દિન તેના તેજ ખ્યાલો તેના મગજમાં ભમ્યા કીધા, અને એવા ખાલી ખ્યાલોને લીધે તેને રાત્રે ઉંઘ પણ નહીં આવી. જ્યારે બામદાદે તે ઉઠયો ત્યારે તેણે પોતાના જવાન સોબતીને તેની બાજુમાં નિરાંતે ખાબ કરતો જોયો. તેને જોતાંજ તેનાં દિલમાં બુરા વિચારો આવવા લાગ્યા. જો કોઇ હોનારત તે શાહજાદાને બને, તો શું તેની જગ્યાએ પોતે બાદશાહના બેટા તરીકે ન જઇ શકે?

જ્યારે **લાબુકાન** આ મુજબ વિચાર કરતો હતો, ત્યારે **ઊમર** સુતેલોજ હતો, માટે **અલરીબે**નું આપેલું ખંજર તેણે ધીમેથી તેની સોડેથી ચોરી લીધું, અને જોય છે, તો તે એક બહુ નાદર હથિયાર હતું. તેના હાથા ઉપર તમામ બેમુલાં લાલો જડેલાં હતાં. **લાબુકાને** તે ખંજર તેનાં મિયાનમાંથી બહાર ખેંચી કહાડયું, તો તેનાં જોવામાં આવ્યું, કે તેનાં તેજ પાનાં ઉપર આ મુજબ લખેલું હતું. "અગરજો ખુદાની ખાહેશ હોય તો."

આ વાંચી તે પોતાના મન સાથે બોલ્યો, "હા જો ખુદાની ખાહેશ હશે, તો તે ફરીથી જાગવા પામશેજ નહીં, અને હું શાહજાદો **ઊમર** થવા પામીશ." એમ બોલી, તે **ઊમરને**

જખમી કરવા જતો હતો, પણ તેટલાં તે ખુની કામથી, તથા રખે તે ઉઠીને સાંમો થાય, એવા હિચકારા વિચારથી બીહીને તેણે હાર ખાધી. જોકે તેનું ખુન કરવાની તો તેની હિમત ચાલી નહીં તોપણ ચોરી કરવાથી તે ડર્યો નહીં. તરતજ **ઊમર**નું ખંજર પોતા સાથે લઇને તે શાહજાદાના ઘોડા ઉપર સવાર થઇ, ત્યાંથી નિકળી ચાલ્યો, અને મનમાં બોલવા લાગ્યો, કે "તેમ નહીં, તો એમ પણ હું મારી મોરાદે પોંહોંચીશ, અને જો તે મારી પછવાડે આવશે, તો તેને એક ઠગારા તરીકે ગણીને હાંકી કહાડવામાં આવશે."

જેમ બને તેમ ઝડપથી તેણે પોતાના ઘોડાને દપટાવ્યો, અને બિચારો **ઊમર** જાગી ઉઠે, તે આગમજ ઘણાજ કોસ દુર તે દગલબાજ મંજલ કરી ગયો.

તે **રમઝાન** મહિનાનો પેહેલો દિવસ હતો, કે જ્યારે આ તમામ બનાવ બન્યો હતો, એટલા માટે નેમેલી જગ્યાએ પુગવાને હજી ત્રણ દિવસનો વિલંબ હતો, અને તેટલા વખતમાં પોહોંચી શકાય એમ હતું, તો પણ રખેને ખરો શાહજાદો તેને પકડી પાડે, એવી દેહેશતથી તે બની શકે એટલી ઝડપથી મુસાફરી કરતો હતો. બીજે દહાડે સાંજનાં તેની નજરે દ્રષ્ટિ મર્યાદામાં **એલ-શેરૂઝાહ**નો મિનારો પડયો. એક બોહોળાં મેદાનની વચ્ચે આવેલી એક નાની ટેકરી ઉપર તે આવેલો હતો, અને બેથી ત્રણ કલાકની મંજલમાં ત્યાં પોહોંચી શકાય, તેટલે દુર વેરથી તે દેખાતો હતો, મિનારો જોતાંજ **લાબુકાન**નાં "પોટિયાં લેવાવાં માંડયાં?" તેનું પાપી દિલ તેના ગુનાહને માટે તેને અંદરખાનેથી કરડવા લાગ્યું, અને જો આ તેની દગલબાજી પકડાઇ આવી, તો તેની શી વળે થશે, એવા વિચારથી તે ધ્રુજવા લાગ્યો.

તે પોતાના ઘોડા સાથે એક નહાનાં જંગલમાં દાખલ થયો, અને જે નીમેલે વખતે તેને માણસો સામાં મળનાર હતાં, તે વખતની

રાહ જોવા લાગ્યો. ચોથા દિવસની બામદાદે લાણુકાને મેદાન ઉપર નજર કીધી, તો જે ટેકરી ઉપર એલ-શેરૂઝાહનો મિનારો ઉભો હતો, તેની ટળેટીમાં દબદબા ભરેલા તંબુઓનો એક જુમખો તેણે જોયો. આ દેખાવથી તેને બેહુદ ખુશી ઉપજી, અને જો કે અંદરખાનેથી તેનું દિલ તેને વધારેને વધારે ડંખતું હતું તે છતાં વગર વખત ખોહુવે, તે હિમત ધરી તે જગ્યા તરફ જવા નિકળ્યો.

મિનારાના પાયા આગળ એક બુઝોર્ગ મર્દ બેઠેલો હતો, જેની ખિદમતમાં ઘણાક ગુલામો, પેહેરેગીરો અને અમલદારો ઉંચા પોશાકોમાં સજ થઇ ઉભેલા હતા. તમામ જણા જાણે કોઇના આવવાની રાહ જોતું હોય એવી આતુરતાથી ઉભેલા હતા. લાણુકાન તેઓની નજદીક જઇ પહોંચતાંજ પોતાનો ગભરાટ જેમતેમ છુપાવી તે બુઢા શખસ આગળ ઘુંટણ મરડિયે પડયો, અને પેલું ચોરેલું ખંજર બહાર કહાડી તેની સામે ધર્યું, અને ધુજતે અવાજે બોલ્યો, "જેને તમો શોધો છો, તે હુંજ છું."

આ સાંભળી તે બુઝોર્ગ મર્દની ચશ્મોમાં ખુશહાલીથી પાણી આવી ગયાં, અને તે બોલ્યો, "જે પયેગમબરે તુંને બચાવ્યો છે, તેની તારીફ કુર્યે છીયે. મારા વહાલા બેટા ઉમર, આવ, તારા બાપને ભેટ, મને બગલગીરી કુર."

આ ગંભીર શબ્દો સાંભળી, ફરી એકવાર દરજીને પસ્તાવો થયો, પણ તેણે પોતાનાં કાવત્રા એટલાં આગળ ચલાવ્યાં હતા, કે હવે પાછું હઠવું ન બની શકે એમ હતું, માટે નાચારીએ તેણે તે બુઢા મર્દને બગલગીરી કીધી. આ ક્રિયા પુરી થવા પછી લાણુકાને સામેના મેદાન તરફ નજર કીધી, તો કોઇ શખસને તેઓ તરફ ઘોડા ઉપર આવતો દિઠો, અને વધારે બારીકાઇથી નેગાહ પોહોંચાડતાં, તેણે તરતજ ખુદ પોતાનાજ ઘોડા મોહોરાને અને ખરા શાહુજાદા ઉમરને ઓળખ્યા.

છેક નજદીક આવતાંજ શાહજાદા ઉમરે પોકાર માર્યો, "સબર કરો! આ લુચ્ચા ઠગારાથી ઠગાશો ના! ખરો અને એકલો ઉમર તો હું છું."

આ ન ધારેલી અડચણથી તમામ જણા અજાયબ થઇ ગયા, અને પેલો બુજોર્ગ મર્દ, તો લાબુકાન પછી ઉમરને, અને ઉમર પછી લાબુકાનને અવારનવાર ટીકવા લાગ્યો. પણ લુચ્ચો લાબુકાન આ વખતે પુરતો શાંત દેખાવ અખત્યાર કરીને બોલ્યો, "મહેરબાન બાપ, આ શખશનાં બોલવા ઉપર કશો વિચાર લાવતા ના. હું ધારૂં છું, કે એ બિચારો એક દિવાનો દરજી છે, અને પોતે એમજ માને છે, કે તે એક શાહજાદો છે, માટે આપણે એની ઉપર ગુસ્સે થવાને બદલે રહેમ કરવી જોઇએ."

એવું બેઅદબી ભર્યું જુઠું સાંભળીને શાહજાદા ઉમરનો ગુસ્સો એટલો તો ઉશ્કેરાઇ આવ્યો, કે તે દિવાના જેવો, થઇ જઇ તેણે લાબુકાન ઉપર હુમલો કર્યો, પણ તરતજ ચોકીઆનો વચ્ચે પડયા, અને પછી તે બુઢ્ઢા મર્દના હુકમથી ઊમરના મુશ્કા બાંધ્યા.

આ બેજાલતથી શાહજાદા ઊમરને લાગ્યું કે, જાણે તે ખરેખરો દિવાનોજ થઇ જતો હોય, અને તેથી તે રડી પડયો, અને બોલ્યો, "અરે મારા બાપ, શું તમારૂં દિલ તમોને એમ બસારત નથી કરતું, કે હુંજ તમારો બેટો છું? હું તમોને મારી માની યાદ આપીને કહું છું, કે મારૂં જરા સાંભળો!"

આ સાંભળીને તે બુઢો મર્દ બોલ્યો, "અલ્લાહ આપણો નેઘેહબાન થજો! વળી પેલો બિચારો કમબખ્ત ફરીથી બકબકારો કરે છે," અને પછી લાબુકાનને પોતાનો હકદાર બેટો માની, તેના હાથ ઉપર ટેકી તે આગળ ચાલ્યો. ત્યારબાદ બન્ને જણા ઉંચી તોખમના અને ભપકાદાર સાજવાળા ઘોડાઓ ઉપર સવાર થયા, અને બિચારા કમનસિબ શાહજાદાને તે નહાસી ન જાય

અથવા કોઇ બીજી રીતે તોફાન ન કરે, એટલા માટે સામાન લાધેલાં એક ઉંટની સાથે બાંધ્યો.

આ બુઝોર્ગ મર્દ, કે જેની ઉપર આ મુજબ ઠગાઇ ચલાવવામાં આવી હતી, તે **મેકેબાઇટ** લોકોનો સુલતાન **સઆદ** હતો. લાંબો વખત સુધી તેને પેટે કાંઇપણ ફરઝંદ ન થયાં, પણ આખરે ખુદાએ તેની અર્જ સાંભળી, અને તેને ત્યાં એક બેટો અવતર્યો. પણ આ વખતે સેતારે-શનાસોએ એવી આગાહી કીધી, કે બાવીસ વર્ષની ઉમ્મર તુલીકમાં તેનો એક હરિફ બહાર પડશે, અને તેથી તેનો જાન જોખમમાં રહેશે. આ આઘાહીમાં જણાવ્યા મુજબનો બનાવ ન બને, એટલા માટે ઝઇફ સુલતાન **સઆદ** પોતાના એકપુરા વહાલા બેટાને પોતાના એક અઝીઝ દોસ્ત **એલ્હરીબેની** સંભાળ તળે મોકલી આપ્યો. તે કોણનો બેટો હતો, વગેરે બાબદોથી તેની બાવીસ વર્ષની ઉમ્મર તુલીક તેને અજાણ્યો રાખવાની અર્ઝ **સઆદે** પોતાના દોસ્ત **એલ્હરીબેને** કરી હતી. આ મુદત ગુજરવા બાદ તેની જીંદગી લાંબી અને આબાદાની ભરેલી થવાની આગાહી સેતારેશનાસોએ કરી હતી.

આ તમામ કેફિયતથી સુલતાને પોતાના આ ખોટા બેટાને વાકેફ કર્યો, કે જે તેની બાજુમાં હાલ સવારી કરતો હતો. આ સર્વે અહેવાલથી લાબુકાનને ખોટો વેષ ધારણ કરવાનું વધારે સવળ થઇ પડયું, અને તે ભાગ તેણે એવી તો સફાઇથી બજાવ્યો કે, કે દરેક જણ તેનેજ ખરો શાહજાદો સમજવા લાગ્યા.

જ્યાં જ્યાંથી તેઓ પસાર થયા ત્યાં ત્યાંની તમામ જગ્યાએ આરકાંઓ અને રોશનીઓથી શણગાર કરેલો હતો; આ બાપ બેટાના જવાના રસ્તા ઉપર ફુલો પાંથરવામાં આવ્યાં હતાં; અને રૈયત પોતાના ગાદીવારેસ શાહજાદાને પાછો ફરેલો જોઇ પોતાની ખુશાહાલી જાહેર કરતાં હતાં. આ સઘળું જોઇ બિચારા કમનસિબ **ઉમરને** વધારે દુઃખ થતું હતું.

કોઇ આંખીને તેની તરફ જોતું પણ ન હતું, અથવા કોઇ તેને વાસ્તે પુછતું, તો લાગલો જવાબ મળતો, કે "એ બિચારો એક ગરિબ દરજી છે, અને દિવાનો થઇ ગયો છે."

આઠ દિવસ મુસાફરી કર્યા બાદ તેઓ પાયતખ્ત શેહેરમાં આવી પુગ્યા, કે જ્યાંના રેહુવાસીઓએ તેઓને ઘણા ભપકાથી આવકાર દીધો. તેઓના આવી પુગવાની ખબર સાંભળી, સુલતાના વાલિદે પોતાના તમામ દરબાર સાથે તેઓને ભેટવાને તૈયાર થઈ ઉભી. આ વખતે સાંજ પડેલી હતી. અને બાગમાં તેમજ મેહેલના દાદરો, ઝરૂખાઓ, વગેરે ઉપર રંગબેરંગી ફાનુસોથી પુષ્કળ રોશની કરવામાં આવી હતી, કે જેથી સઘળો દેખાવ પરિયાંના મુલક જેવો લાગતો હતો. સુલતાનાએ પોતે પણ સુલતાનની પેઠે પોતાના બેટાને જન્મ આપવા પછી કોઇ વખત ફરી જોયો ન હતો, પણ તોયે તેણીએ તેનો ચહેરો ખાબમાં એટલી બધી તો વખત જોયો હતો કે તે તેણીનાં મગજ ઉપર તદન ઠસી ગયો હતો. તેણી વારંવાર કહેતી, કે "જો મારો બેટો મારી સામે આવે, તો હું તેને હજારોમાંથી તરત પિછાણી આપું." તેટલા માટે હમણા જ્યારે **સઆદ લાબુકાનનો** હાથ પકડી તેને સુલતાના પાસે લઇ આવ્યો, અને કહ્યું, કે "આ રહયો તારો બેટો, કે જેને માટે તું હંમેશાં ગમ કર્યા કરતી હતી," ત્યારે તેણીએ તેને પોતાની પાસેથી ધિક્કારથી દુર કર્યો, અને બોલી ઉઠી, "શું, આ મારો બેટો? ના, હઝરત પયેગમ્બર સાહેબે ખાબમાં મને જે ચહેરો દેખાડયો છે, તેવો આ શખ્સનો નથી!"

**સઆદ** તેણીના આવા બેવકુફાઇ ભરેલા વહેમને માટે તેણીને ઠપકો આપવા જતો હતો, પણ તેટલામાં દરવાજાઓ જોરથી ઉઘડી ગયા, અને શાહજાદો **ઉમર** પોતાના ચોકિબાનોની ગમે એટલી તકેદારી છતાં, અંદર ધસી આવ્યો. છુટવા માટે પોતે કીધેલી તાણતોડથી તે તદન થાકી ગયો હતો, માટે અંદર દાખલ થતાંજ

તખ્તનાં પગ આગળ તે ફસડાઇ પડીને પોકારવા લાગ્યો, "હું હવે હ્યાંજ મરવા માંગું છું! આ નામોશી હવે વધારે વખત હું ખમી શકતો નથી."

હાજર રહેલા કેટલાક ખિદમતગારો તે બિચારા કમનસિબ શાહુજાદા ઉપર તુટી પડયા, અને ચોકીબાનો તેને પાછો બાંધવા જતા હુતા, તેટલામાં સુલતાના પોતાના તખ્ત ઉપરથી ઉઠી ઉભી થઇ, અને સર્વેને થોભવાનો હુકમ કર્યો. તેઓ તેણીના હુકમને તાબે થવા જતા હુતા, પણ તેટલામાં સુલતાન ગુસ્સાથી લાલપીળો થઇને પોકારી ઉઠયો, "આ જગ્યાએ હુકમ ફરમાવવાની ફકત મને એકલાનેજ સત્તા છે. શું એક ઓરતના ખાબ આગળ આપણને મળેલી તમામ ખરી સાબેતીઓ ખોટી પડે?" પછી **લાબુકાનનાં** ખભાં ઉપર પોતાનો હાથ મુકી તે બોલ્યો, "સુલતાના, હું તુંને ફરીથી જણાઉં છું, કે એજ મારો બેટો છે, કારણ કે એજ મારી પાસે **એલીફીબે** વાળું ખંજર લાવ્યો છે."

આ સાંભળી જવાન શાહુજાદો **ઊમર** બોલ્યો, "ખરી વાત છે, સબબ કે તે તેણે મારી પાસેથી ચોર્યું છે. હું એ ચોરને તમો તરફ આવતાં રસ્તામાં મળ્યો, અને બેવકુફાઇથી મારો તમામ અહેવાલ એની આગળ જાહેર કર્યો, અને તેથીજ એ દગાખોર મને કાવાદાવાથી દુર કરી, પોતે મારી જગ્યાએ ઘુસી જવા પામ્યો છે."

ગમે એટલી કાકલુદી છતાં, સુલતાન જરા પણ પિગળ્યો નહીં, કેમકે તે ઘણો જીદી હુતો, અને એકવાર એક વિચાર જો તેનાં મગજ ઉપર ઠસ્યો, તો પછી તે પાછો દુર કરતાં ઘણી મેહેનત પડતી હુતી, અને તેટલા માટે તેણે કમનસીબ **ઊમરને** પોતાની આગળથી લઇ જવાનો હુકમ કર્યો.

આ બનાવથી સુલતાનાનું દિલ ઘણું જખમી થયું, અને જોકે શાહુજાદો **ઊમરજ** તેણીનો હકદાર બેટો છે, એમ સાબેત

કરવાને તેણીની પાસે કશો પુરાવો નહતો, તે છતાં તેણીનાં દિલમાં છુપી બસારત થતી હતી, કે તેજ તેણીનો બેટો હતો, અને બીજો ઠગારો હતો. પણ તે દગલબાજની લુચ્ચાઇ કેવી રીતે પકડી આપવી, સચ્ચાઇ કેમ શોધી કહાડવી, અને સૌ કરતાં વધારે સુલતાનને તેની ભુલ કેમ દેખાડવી, તે બાબે તેણી અંદેશામાં પડી.

જે શખ્સો સુલતાનની સાથે એલ–શેરૂઝાહના મિનારા આગળ ગયા હતા, તે સર્વેને તેણીએ પોતાની હજુરમાં બોલાવ્યા, અને ત્યાં શું શું બન્યું હતું, તે વિષે તેણીએ દરેક જણને પુછી જોયું, ત્યારબાદ તેણીએ પોતાની ઘણી નિમકહલાલ દાસીઓની આ બાબદમાં શું ઇલાજ લેવા, તે બાબે સલાહ પુછી. દરેક જણીએ જુદા જુદા ઉપાયો સુચવ્યા પણ આખરે મેલેશસાલાલી નામની એક જઇફ અને દાનેશમંદ દાસીએ કહ્યું, "મેહેરબાન બાનુ, જો હું ભુલતી નહીં હોઉં, તો જે શખ્સ ખંજર લાવ્યો છે, તેણે કહ્યું હતું, કે બીજો જવાન, કે જેને આપ નામવર બાનુ બેટા તરીકે માનો છો, તે તો એક અર્ધો દિવાનો ગરીબ દરજી છે, અને તેનું નામ લાબુકાન છે. હવે, શું એમ નહીં બને, કે શાહજાદા ઉમરનું નામ એખત્યાર કરવા પછી પોતાનું હલકું નામ તેને આપ્યું હોય? અગરજો તેમ બન્યું હોય, તો હું એક ઇલાજ જાણું છું, કે જેથી તે ઠગારાની દગલબાજી તરત પકડાઇ આવ્યા વગર રેહેનાર નથી."

ત્યારબાદ તેણીએ પોતાની બીબીના કાનમાં હળવેથી કાંઈ કહ્યું, કે જે સાંભળીને તે નામવર બાનુ ખુશી થયલી જણાઇ, સબબ કે તેજ ઘડીએ તેણી ઉઠીને સુલતાન પાસે ગઈ. સુલતાના એક ઘણી હુશિયાર બાનુ હતી, અને પોતાના ખાવંદ સુલતાન સયાદની જીદી તબેહુથી માહિતગાર હતી, પણ તેમજ તેણી તે નામદારની તમામ આદતોથી પણ વાકેફગાર હતી, માટે સુલતાન પાસે જઇ, તેણી બોલી,

"મારા પ્યારા ખાવંદ, પહેલાં જે નાદાની મારેથી થઇ ગઇ છે, તે મને માફ કરો. મારા વહાલા બેટાની બાવીસ સાલની લાંબી જુદાઇમાં મને વારંવાર તેના ખુબસુરત ચેહેરાનો ખ્યાલ આવ્યા કીધો હતો, પણ હાલમાં તમો જે છોકરાને મારી પાસે લાવ્યા, તેની સુરત મારા ખિયાલમાં આવતી સુરતને મળતી ન હોવાથી મને દેહેશત લાગી, કે મારો બેટો હોય નહીં—પણ તમો ગુસ્સે ના થાવો— હું તમો કહો છો, તેમ માનવાને ખુશી છું, અને જે જવાન શખ્સ તમારી આગળ ખંજર લાવ્યો છે, તેને મારા બેટા તરીકે કબુલ રાખું છું."

એથી ખુશી થઇને સુલતાને કહ્યું, "એ ઘણું ઠીક બોલ્યાં. હું હવે ખુશી થયો છું."

**સુલતાના**—પણ તે ફકત એક કબુલાતે. જોકે તે કબુલાત બેવકુફાઇ ભરી છે—માત્ર એક બચ્ચાંના કાંટા જેવી છે—પણ તોયે તે કબુલાત હું તમારી પાસે માંગું છું, માટે તમો મને કોલ આપો, કે તમો તે પાળશો.

**સુલતાન**—તે શું કબુલાત છે?

**સુલતાના**—તમો તે કોલ પાળવાના કસમ ખાવો, તો હું બોલું.

**સુલતાન**—હું સોગંદ ખાઉં છું, ચાલ હવે બોલ.

**સુલતાના**—હું ચાહું છું, કે શાહજાદો ઊમર, તેમજ જે દિવાના દરજીને તમોએ કેદ કરાવ્યો છે, તેઓ બન્ને જણા પોતાની હુશિયારીની તપાસ મને કરવા દે. હું કાંઇ તેઓને ઘોડેસ્વાર થઇને કે હથિયારથી એકબીજા સાથે લડીને તેઓની હુશિયારી દેખાડવાને કહેતી નથી, કેમકે એવી હુશિયારી દેખાડતાં કોઇ વખત જાનનો જોખમ થઇ જવાની ધાસ્તી રહે છે. હું જે તપાસ કરવા માંગું છું, તે તો ઘણી સહેલ છે, અને તે એ

કે તેઓ બન્ને જણે મારે વાસ્તે એક ઝભ્ભો બનાવી તૈયાર કરવો, કે હું જોઉં, કે બેમાંથી કોણની કારિગીરી મને વધારે પસંદ આવે છે.

આ અજાયબ જેવી માગણી સાંભળીને સુલતાન હસ્યો, અને બોલ્યો, "ભલે, ભલે. મારો બેટો એક દિવાના દરજી સાથે હરીફાઇ કરે, એબી કેવું રમુજી! પણ સુલતાના, તું શું જાણતી નથી, કે દરજી તે દરજી! તેની સાથે મારો બાદશાહી બેટો ઝભ્ભો બનાવવા માટે કેવી રીતે હરીફાઇ કરી શકવાનો હતો?"

**સુલતાના**—પણ સુલતાન, હું જે કહું, તે બજાવવાના તમોએ સોગંદ લીધા છે.

**સુલતાન**—મેં કસમ લીધા છે, એ ખરી વાત છે, પણ હું ખરૂં કહું છું, કે એવી બેવકુફાઇભરી માગણી તું કરશે, એમ હું જાણતો ન હતો.

**સુલતાના**—સાહેબ, ગમે તે હોય, પણ તમારે તો તમારા કસમ મુજબ ચાલવુંજ પડશે.

આથી સુલતાનને નાચારીએ પોતાનો કોલ કબુલ રાખવો પડયો, અને પોતે ઘણી નાખુશી સાથે જેને પોતાના બેટા તરીકે કબુલ રાખ્યો હતો તેની પાસે તે નામદાર ગયો, અને તેને તેની માને ખુશ રાખવા માટે ખુદ પોતાને હાથે તેણીને સારૂં એક જભ્ભો બનાવવાની અરજ કીધી.

આ અર્જથી લાબુકાન તો ઘણો ખુશી થઇ ગયો અને મનમાં વિચારવા લાગ્યો, કે જો ગમે તેમ કરતાં સુલતાનાની મહેરબાની અને મોહોબત મારી ઉપર ઉતર્યાં, તો પછી મને કોઈ પણ બાબદની વધુ ફિકર રહેશે નહીં.

તરતજ બે ઓરડાઓ તૈયાર કરવામાં આવ્યા. તેઓ માંહેનો એક પેલા કહેવાતા શાહજાદા માટે, તથા બીજો કહેવાતા દરજીને માટે હતો. પછી બંને જણને એક જભ્ભો બની શકે એટલો

મોટો રેશમી કાપડનો અકેકો કટકો, કાતર, સોય અને દોરો આપી અકેકા ઓરડામાં બંધ કરવામાં આવ્યા.



પોતાનો બેટો કેવી ચાલાકીથી પોતાને સોંપેલું કામ બજાવે છે, તે જોવાને સુલતાન આર્ઝુમંદ થઈ રહયો હતો, પણ તેથી ઉલટું પોતે રચેલી બાજી કેવી રીતે પાર પડે છે, તે જાણવાને સુલતાના પણ બેસબર બની હતી. તેઓનું કામ પુરૂં કરવા માટે બે દહાડાની મેહલત આપવામાં આવી હતી. ત્રીજે દિને સવારના

લાણુકાન દરજી ફત્તેહુથી ફુલાતો સુલતાનની પાસે આવ્યો, અને તે નામવરને પોતે તૈયાર કીધેલો જભ્ભો દેખાડી છક્ક કરી નાખ્યો.

લાણુકાન—જુઓ, મારા પ્યારા પેદર, અને મારાં મહેરબાન માદર, શું આ જભ્ભો હુન્નરની કારીગીરીનો એક નમુનો નથી? હું તમારી સાથે સરત બકવાને તૈયાર છું, કે તમારી આખી દરબારમાંનો એક પણ દરજી એથી સરસ બીજો એક ઝભ્ભો બનાવી શકનાર નથી.

આ બેવકૂફાઇ ભરેલું તથા હલકાઇ ભરેલું બોલવું સાંભળી સુલતાના મનમાં હસવા લાગી, અને પછી ઊમર તરફ ફરીને બોલી, "અને તમે શું લાવ્યા છો?"

તે જવાન શાહજાદાએ પોતાને આપવામાં આવેલું રેશમી કાપડ, કાતર, વગેરે પોતાની આગળથી દુર ફેંકી દીધું, અને ધિક્કારથી બોલ્યો, "મને ઘોડા ઉપર સવારી કરવાનું, મારી શમશિર વાપરવાનું, અને મારી કમાનમાંનો તીર આબાદ નેમથી ફેંકવાનું શિખવવામાં આવ્યું છે. હું એક સોયથી મારાં આંગળાંઓને કદી પણ નામોશી લગાડીશ નહીં. અગરજો હું તેમ કરૂં, તો આખાં કેરો શેહેર ઉપર રાજ ચલાવનાર, મારા બહાદુર અને મેહેરબાન ઉસ્તાદ એલફીબેનો ચેલો થવાને હું નાલાયક ગણાઉં!"

સુલતાના—આહ! તુંજ મારો હકદાર બેટો છે! મારી નજદીક આવ, અને મને ભેટ! હું તુંનેજ મારા ખરા બેટા તરીકે કબુલ કરી શકું! (પછી સુલતાન તરફ ફરીને) મારા મુરબ્બી, મેં જે તદબીર વાપરી છે, તે માટે તમો મને માફ કરશો, પણ હવે શું તમો જોતા નથી, કે ખરો શાહજાદો કોણ, અને ઠગારો દરજી તે કોણ છે?

આટલું છતાં પણ સુલતાનને બહુ ગુસ્સો ચહડયો ખરો, તોપણ તરત વેળા એક ખાવંદ અને એક બાદશાહ તરીકે તે નામવરે પોતાનો મરતબો સાચવી લીધો, અને બોલ્યો, “ના, આ તપાસ હજી પુરેપુરી થઈ નથી.” પછી **લાબુકાન**, કે જે આ વખતે બેઆબરૂથી નીચે જોતો હતો, તેની તરફ જોઇને તે નામદાર બોલ્યો, “અગરજો મને ઠગવામાં આવ્યો હુશે, તો તે તરત શોધી કહાડવાની મારી પાસે એક ચોકસ હિકમત છે, અને તે ધરાવવા માટે હું અલ્લાહના શુક્રાના કરૂં છું. તેજીમાં તેજી એક ઘોડો મારે વાસ્તે તૈયાર કરો. હું જલદી પાછો ફરીશ, પણ તેટલાં કોઇને પણ આ જગ્યા છોડી જવા દેતા ના.”

આ શાહેરની નજદીકમાંજ એક પુરાણું જંગળ હતું, કે જેમાં **ગુલગુલી** નામની એક નેક પરીનું રહેઠાણ હતું. આ પરીએ હુમણાંના સુલતાનના વડવાઓને તેઓની મુશ્કેલીના વખતમાં પોતાની નેક સલાહુથી ઘણી મદદ આપી હતી, એમ લોકોમાં જાણીતું હતું, અને બુઢો સુલતાન **સાઅદ** આજે તેજ **ગુલગુલી** પરીની મદદ મેળવવાને જતો હતો.

જ્યારે તે નામદાર ખુશબોહાર લાકડાંવાળાં દરખ્તોથી ભરાયલી એક ગીચ ઝાડીવાળી પણ ખુશ્નુમા જગ્યાએ આવી લાગ્યો, કે પોતાના ઘોડા ઉપરથી નીચે ઉતર્યો, અને મોટે અવાજે બોલ્યો, “મારા વડવાઓને તેઓની મુશ્કેલીના વખતમાં તેં મદદ કીધી, એ વાત જો ખરી હોય, તો ઓ **ગુલગુલી**, હું કે જે તેઓનો વારેસ છું, તેની અરજ સાંભળજે, અને મને પણ મદદ કરજે!”

હજી તો એટલું તે નામવર બોલી ન રહયો, કે એક અતિ ખુશબોહાર દરખ્ત ઉઘડયું, અને તેમાંથી તદન સુફેદ પોશાકવાળી પણ નાહાના કદની એક અતિ ખુબસુરત બાનુનો આકાર બહાર આવતો દેખાયો.

તે પરી ખુલ્લે અવાજે બોલી "સુલતાન સાહેબ! તમો અત્રે શા માટે આવ્યા છો, તે હું સારી રવેશે જાણું છું. તમારી મકસુદ



નેક અને વાજબી છે, અને તેટલા માટે હું તમોને મોટી ખુશી સાથે મદદ કરીશ. આ બે નહાની પેટીઓ જે હું તમને આપું છું, તે તમે લઇ જાઓ, અને તે બંને જવાનો, જેઓ તમારા હકદાર બેટા હોવાનો દાવો કરે છે, તેઓને તે માંહેથી એકેકી પેટી પસંદ કરવા દેજો. શાહજાદો ઉમર, કે જેને હું સારી રવેસે પિછાણું છું તેને તેની પેટીમાંથી તેના ઉંચ ખાનદાનની શાહાદત મળશે, જ્યારે બીજા ઠગારાને તેની પેટી માંહેલો માલ ઉઘાડો પાડી આપશે."

આટલું બોલી તે પરીએ નામદાર સુલતાનને સોના અને હીરાથી મઢેલી હાથીદાંતની બે પેટીઓ આપી, અને પછી તરતજ ત્યાંથી તેણી ગુમ થઇ ગઇ.

સુલતાને તેણીના જવા પછી તે પેટીઓને ખુબ ધ્યાનથી તપાસી, અને જોકે તેને કશાં કુળકુંચી જડેલાં ન હતાં, તો પણ તેઓનાં ઢાંકણ તે નામવર ઉઘાડી શકયો નહીં. દેખાવમાં તેઓ બંને એક સરખીજ હતી. ફરક ફકત એટલોજ હતો, કે એક ઉપર હીરાઓ જડીત લેખ હતો કે "માન અને મરતબો," અને બીજી ઉપર "સુખ અને દોલત."

સુલતાને જ્યારે સુલતાનાની આગળ ગુલગુલી સાથે થયલી પોતાની મુલાકાત તથા તે નેક પરીએ આપેલી કબુલાતની તમામ કેફિયત જાહેર કીધી, ત્યારે ખુશીને મારે તેણીનું દિલ અંદરખાનેથી ઉછળવા લાગ્યું, કારણ કે તેણીની હવે ખાત્રી થઇ હતી, કે બધી ખટપટનો હવે નિકાળ આવી જશે, અને તેટલા માટે આ તપાસ ભર દરબારની હઝુરમાં કરવાનો હુકમ ફરમાવવામાં આવ્યો. ખરાં અકીકની બનાવેલી એક નાદર મેજ ઉપર તે બન્ને પેટીઓને લાવી મુકવામાં આવી, અને તેની સામે સુલતાને પોતાની બેઠક લીધી. તે નામવરની આસપાસ તમામ અમિર ઉમરાવો ગોઠવાઇને ઉભા બાદ અવલ લાબુકાનને ત્યાં લાવી હાજર કરવામાં આવ્યો.

વખત જતે તેની દેહેશત ઓછી થઇ હતી, તથા વળી શાહુજાદા ઊમરનાં કહેવાથી નામોશી સાથે દરબારમાંથી તેને હાંકી કહાડવામાં આવ્યો ન હતો, તેથી તેણે હજી પણ ફતેહ મેળવવાની હીંમત હતી. તે તેટલા માટે ભારે મગરૂરી સાથે અને સાબુત કદમે દિવાનખાનાની વચ્ચે ચાલી આવ્યો, અને તખ્ત તરફ આદાબ કરીને બોલ્યો, "મારા નામવર પેદરનો શો હુકમ છે?"

તેને ત્યાં શા માટે બોલાવવામાં આવ્યો હતો, તે સુલતાન તરફથી જાણવા પછી **લાબુકાન** મેજ આગળ ગયો, અને બન્ને પેટીઓ તપાસી. કઇ પેટી પસંદ કરવી, તે બાબે તે ઘણો ઢચુપચુ હતો, પણ આખરે તેને જે પેટી ઉપર "સુખ અને દોલત" લેખ હીરામાં મઢેલો હતો, તે પસંદ કીધી, અને બોલ્યો, "સાહેબ, તમારા બેટા થવામાં મને સુખ અને દોલત બન્ને મળશે, એટલા માટે હું તે લેખવાળી આ પેટી પસંદ કરૂં છું."

**સુલતાન**—તમોએ તમારી પસંદગી સારી કીધી છે કે ખરાબ તે આપણને હમણાં માલમ પડશે. જાઓ, હવે બીજા જવાનને અંદર લાવો.

તરતજ હવે **ઉમર**ને દિવાનખાનામાં લાવવામાં આવ્યો. તેનો ચેહેરો દુઃખ અને દિલગીરીથી તદન ઝર્દ મારી ગયો હતો. તેણે પણ અંદર દાખલ થતાંજ નમીને સુલતાનનાં તખ્ત આગળ કુરનેશ બજાવી, અને તે નામવરનો હુકમ પુછયો. બેમાંથી ગમે તે એક પેટી પસંદ કરવા માટે તેને જણાવવામાં આવ્યાથી તે મેજ તરફ આવ્યો, અને બંને ઉપરના લેખો વાંચ્યા. એક પળ વિચાર કરવા પછી તે નર્માશથી બોલ્યો, "ખુદ તખ્ત આગળ ઉછરવાને લીધે હું દોલત બાબે ઉંચો મત ધરાવતો હતો, પણ અજમાયશે હવે મને શિખવ્યું છે, કે દોલત એક નાચીજ છે, અને સુખ એક ઉડતાં પંખેરાં જેવું છે. પણ હું જાણું છું, કે બહાદુર મર્દોની છાતીમાં માનનો એક અખુટ ખજાનો ભરેલો હોય છે, અને મરતબાનો ચળકતો સેતારો સુખના સેતારાની માફક કદી પણ ઝાંખો પડી જતો નથી, એટલા માટે હું એક શાહજાદા તરીકેનો મારો હક મેળવું કે ખોહું, તેની મને જરા પણ દરકાર કરવા વગર હું માન અને મરતબાને પસંદ કરૂં છું." આટલું બોલીને તેણે તરતજ પોતાનો હાથ તે લેખવાળી પેટી ઉપર મુકયો; પણ સુલતાન **સાઅદે** તેને તેમ કરતો અટકાવ્યો. બંનેને મેજની નજદીક બોલાવ્યા. બંને હરિફો

હવે એક બીજાની પાસે આવી ઉભા. એક પોતાનાં દિલમાંની બેચેની અટકાવવાની કોશેશ કરતો હતો, ત્યારે બીજો થંડે પેટે પોતાનું નસિબ જાણવાને ઉભો હતો. ત્યાર બાદ સુલતાને મકકાના પાક ચશ્માનાં પાણીથી ભરેલું એક રૂપાંનું વાસણ મંગાવ્યું, અને તેમાંથી પાણી લઇ તે વડે પોતાનો ચહેરો, હાથ, વગેરે પાક કરી પૂર્વ તરફ પોતાનું મોંહ કરી ત્રણ વાર સેજદો કરી બોલ્યો, "ઓ, અલ્લાહ! તું કે જેણે અમારી ઔલાદ આટલાં બધાં વર્ષો થયાં પાક રાખી છે, તે હવે પછી કોઇ બેગાનાથી અપવિત્ર થવા દેતો ના, પણ આ તપાસમાં મારો ખરો બેટો મને જાહેર કરી આપજે!"

આટલું બોલવા પછી સુલતાને તે બંને જવાનોને પોતાને પસંદ પડતી પેટી ઉપર હાથ મુકવા એસારત કીધી, અને તેમ કરતાંજ જે ઢાંકણો અત્યાર તુલીક ઉઘડી ન શકે, એવાં મજબુત બંધ હતાં, તે હવે પોતાની મેળે ઉઘડી ગયાં. શાહજાદા **ઉમરની** પેટીમાં કીરમજી રંગની મખમલની ગાદી ઉપર ચોખાં સોનાનું એક નાહાનું રમકડાં જેવું તાજ અને રાજદંડ હતાં, પણ લાબુકાનની પેટીમાં દરજીને લાયકની એક લાંબી સોય અને દોરાની એક દડી હતાં!

આ દેખાવ જોવાથી હવે સુલતાનની નજર ઉઘડી, અને જાણે તેટલી સાબેતી પુરતી ન હોય, તેમ જ્યારે સુલતાને તે અતિ નાહનાં રમકડાં તાજને પોતાનો હાથ લગાડયો, કે તે વધીને પોતાની મેળે એક ખરા તાજ જેટલું મોટું થયું. બુઢા સાઅદ્દ પછી તે ધુજતે હાથે પોતાની સામે ઘુંટણ મડીયે પડેલા બેટા શાહજાદા ઉમરનાં સર ઉપર મુકયું, અને પછી તેને ઉઠાડી ગળે લગાડયો, અને પોતાની બાજુએ બેસાડયો. ત્યાર પછી લાબુકાન, કે જે દેહેશતને મારે હુમણાંથી ધુજતો ઉભો હતો, તેની તરફ ફરીને તે નામદાર બોલ્યો, "નાપાક! કુતરા! હવે તુંને લાકડીના ઝપેટા લગાવી મારી નાખવો જોઇએ!"

**શાહજાદા ઉમર**— નહીં, મારા પેદર, હું આપને અરજ કરૂં છું, કે એને માફી બખશવી. આ મારી આપને પહેલીજ અરજ છે, માટે આપ સાહેબ તે ના પાડશો નહીં. મારા છુટકારાની ખુશહાલીમાં કોઇને સજા કરી હું ગમી ભેળવાને ખુશી નથી.

**સુલતાન**—( લાબુકાનને ) અયે કંગાળ શખ્સ ! મારા વાહાલા બેટાની ખુશી છે, તો હું તુંને તારી જીંદગી બક્ષું છું, પણ આવતી કાલે બામદાદમાં આફતાબ ઉગે, તે આગમજ તારે મારા મુલકમાંથી જતા રહેવું, અગર નહીં તો યાદ રાખજે, કે તારૂં તન કાગડાઓનો ખોરાક થઈ પડશે.



ગભરાઈ ગયલો બિચારો **લાબુકાન** જમીન ઉપર પડીને ઉપકારના માત્ર થોડાક સખુનો બબડી શકયો, અને અમીરોને ખરા શાહજાદાને મુબારકબાદી આપવામાં મશગુલ થયેલા જોઇ સર્વેની નજર ચુકાવીને ત્યાંથી "વંજો માપી" ગયો, અને તરતજ **ઍલેકઝાંડ્રિયા** શહેરનો રસ્તો લીધો. પણ જો તે કમનસિબ બિચારો આગમજથી જાણતો હતે, કે ત્યાં જવાથી તેને કેવી રીતનો આવકાર મળનાર છે, તો ત્યાં જવાને બદલે તે બીજીજ ગમ હેરિયું લેતે.

**ઍલેકઝાંડ્રિયા** શહેરમાં જઇ પુગ્યા પછી તે પોતા અસલ દરજી શેઠની આગળ ગયો, કે જેણે અવલ તો તેને પિછાણ્યો

વટીક નહીં, અને કોઇ મોટા દરજીનો મર્દ આવ્યો છે, એમ સમજી ઉઠીને વાંકા વળી સલામ કીધી, અને તેનો શું હુકમ છે, તે જાણવા માગ્યું; પણ જ્યારે **લાબુકાને** પોતાને જાહેર કર્યો ત્યારે તેણે પોતાના હાથ નિચેના બીજા છોકરાઓને બોલાવી તેને ખુબ "આદમ પાક" જમાડયો, અને બહુ ગાળો દીધી. કોઇ તેને પોતાની સોય ભોંકતો, તો કોઇ પોતાની કાતરની અણી તેનાં પાંસરામાં ઘોંચતો, અને સર્વે જણા તેની હુલડાઇ માટે તેને ઠકકો આપવા લાગ્યા, અને કોઇ વળી તેનાં મગજના ખ્યાલી વેહેમને માટે તેની ઉપર હસ્તો હતો.

પણ આખરે **લાબુકાન** જેમ તેમ કરી ત્યાંથી નાસી જવા પામ્યો; તેનો પોશાક તમામ ફાટી ગયો હતો; તેના ચેહેરા ઉપર નખના ઘસારા પડયા હતા; અને તે બિચારો તેઓની મુક્કીઓથી અર્ધો મરણતોલ થઇ ગયો હતો. છોકરાઓ તેનો હુરિયો કરતા તેની પછવાડે દોડતા હતા. આખરે એક નાહાનું મુસાફરખાનું આવ્યું, કે જેમાં તે પોતાના બચાવને માટે ભરાઇ ગયો.

પોતે શાહુજાદો હોવાનો ખિયાલ તેણે હવે સદંતર છોડી દીધો, અને કામ કરીને પોતાનું ગુજરાણ કરવા માટે કોઇ જગ્યા શોધવા લાગ્યો. બીજે દિને સહવારના જ્યારે તે **ઍલેકઝાંડ્રિયા** શેહેરના સુંદર મિનારાઓ અને મસજીદો જોતો ઉભો હતો, ત્યારે છેલ્લા થોડાક દહાડાઓમાં બનેલા બનાવો તેને ખાબ માફક યાદ આવતા, પણ તેટલામાં એક એવી ચીજ ઉપર તેની નજર દોડી કે જેથી તે બનાવો ખરા હતા, એમ માનવાનો તેને સબબ હતો, અને તે **ગુલગુલી** પરીવાળી પેટી હતી, કે જે પોતાની નાહાસભાગમાં પોતાની સાથે તે ઉંચકી લાવ્યો હતો.

એવી એક કિમતી પેટીને વેચવા સિવાય બીજો તેનો શું ઉપયોગ કરવો, તે તેનાં સમજવામાં આવ્યું નહીં. અગરજો કોઇ

તેનો ખરીદનાર નિકળે, તો તેની ઘણી મોટી કિમ્મત ઉપજશે, એમ તે જાણુતો હતો, માટે તે પોતાની સાથે રાખી બજાર તરફ ચાલ્યો, અને એક યાહુદીને તે દેખાડી, કે જેણે એક મોટી રકમ આપી તે તેની પાસેથી વેચાતી લીધી, તો જોકે તેની ખરી કિમ્મત તો તેથી વીસ ઘણી વધારે હતી. ઘણું સરખું નાણું મળવાથી લાબુકાન મલકાતો મલકાતો મહોલ્લાઓમાંથી પસાર થતો હતો, તેટલાં તે યાહુદીએ તેને હાંક મારી પાછો બોલાવી તે પેટીમાંની સોય તથા દોરો તેને હવાલે કર્યો, અને બોલ્યો, "લે ભાઇ, મને એનું કાંઇ કામ નથી. એવી ઉમદા અને કિમતી પેટી સોય દોરો મુકવાને લાયકની નથી. કદાચ તે તુંને તારો ફાટેલો ઝભ્ભો સીવવા કામ લાગશે." આ મુજબ ટકોર કરી તે યાહુદી ત્યાંથી ચાલી ગયો, અને લાબુકાને પણ બેધ્યાન તે તેની પાસેથી લીધાં. આગળ ચાલતાં તેને પોતાને મળેલાં પુષ્કળ નાણાંમાંથી એક સારો પોશાક ખરીદયો, અને એક દુકાન ભાડે આપવાની ખબર વાંચી તે અંદર ગયો, અને ઘરધણી સાથે તે ભાડે રાખવાની પકૃણુ કરી ત્યાં પલાંઠી વાળી બેઠો. કશું સીવવાનું ન હોવાથી, તેણે પોતાનો જુનો પોશાક સીવવા માંડયો, કે જે સઘળો બીજા દરજી છોકરાઓને હાથે "મેથી પાક" ઝીલતાં તદન ફાટી તુટી ગયો હતો.

થોડોક વખત પછી તે પોતાનું કામ છોડી કાંઇ ખાવાનું લેવા ગયો, અને અર્ધોક કલાક વીત્યા બાદ જ્યારે તે પાછો ફર્યો, અને જોયું, તો તેની નજરે એક ઘણોજ અજાયબ દેખાવ પડયો. પેલી જાદુઇ પેટી વાળી જે સોય અને દોરા વડે તે પોતાનો પોશાક સીવતો અધુરો મુકી ગયો હતો, તે સોય પોતાની મેળે સીવતી હતી, અને તે પણ એવું તો સરસ, કે **લાબુકાન** કદી પણ તેવું સીવી શકે નહીં! અને વળી વધારે અજાયબ જેવું તો એ હતું, કે ગમે એટલું સીવવા છતાં તે દોરો કદી પણ ખુટવાને બદલે તેટલો ને તેટલોજ રહેતો હતો.

સુલતાન સાઅદની હુજુરમાં જ્યારે એજ સોય દોરો નિકળ્યાં હતાં, ત્યારે એ કમબખતે તેઓને જીગરથી ધિક્કાર્યાં હતાં, પણ હવે તો તેને લાગ્યું, કે તે અતિ કિમતીમાં કિમતી ભેટ તેને મળી હતી.

હવે તે પોતાના ધંધા ઉપર દિલ રાખીને મહેનત કરવા લાગ્યો, અને શાહજાદો થવાની ઉમેદ કદી પણ ફરીથી તેણે રાખી નહીં. તેને પુષ્કળ કામ મળવા લાગ્યું, અને પેલા જાદુઇ સોય દોરાથી તે સઘળું ઉતાવળે અને વળી ઘણું સારી રીતે બજાવી આપવા લાગ્યો, કે જેથી આખાં **ઍલેકઝાંડ્રિયા** શેહેરના સર્વેથી હુશિયાર દરજી તરીકે સર્વે કોઇ તેની વાખવાખી કરવા લાગ્યું. તે ઘરાકોનાં કપડાંને ફકત વેતરીને કાંક દઇ મુકતો, કે બાકીનું પેલી જાદુઈ સોયથી સીવાઇ જતું. તેનુ કામ બીજા દરજીઓ કરતાં ઘણું સસ્તું, સારૂં, અને ઉતાવળું થવાને લીધે સેંકડો "બડેખાં ઓ" તેનાં ઘરાક થયાં; પણ **ઍલેકઝાંડ્રિયા** શેહેરનાં લોકોને એક વાતની ઘણી તાજુબી લાગતી, કે તે કામ કરતી વખતે હંમેશાં પોતાનાં દુકાનનાં દરવાજાઓ બંધ શા વાસ્તે રાખતો હશે?

આ મુજબ પેટી ઉપરનો લેખ ખરો પડયો, અને તે પસંદ કરનારને તે ઉપર જણાવ્યા પ્રમાણેનાં "સુખ અને દોલત" બંને મળ્યાં. વારંવાર તેતે કાને સુલતાન **ઉમર**ની વાતો આવતી હતી, કે તેનાં રાજ્યનાં લોકોનો તે અતિ માનીતો થયો હતો, અને વળી જાતે બહુ બહાદુર હોવાથી તેના મુદઇઓ તેનું નામ સાંભળતાં થરથરતા હતા. તેણે બતાવેલી બહાદુરી અને જવાંમર્દીની વાતો તે સાંભળતો, ત્યારે તેનાં દિલમાં એક જાતથી દેહેશત લાગી આવતી હતી, અને ખુદાના શુક્રાના કરતો, કે સારૂં થયું કે તે એક શાહજાદા તરીકે વધારે વખત ટકી શકયો નહીં, નહીં તો જંગનાં મેદાનમાં તે શું "ઘોરી મરવાનો" હતો! તોયે જે બનાવો બન્યા હતા, તે બાબે તે જરાપણ નાખુશ ન હતો, સબબકે

તેથી તેની રોજી ઘણી વધી ગઇ હતી. વળી તેની ખાતરી થઇ હતી, કે તે દાનાવ લોકોમાં જે કહેવત હતી, કે "ધાઓ, ધાઓ, ને નસિબમાં હોય, તે ખાઓ," તે તદન ખરી હતી.

---

આ મુજબ કશી પણ હરકત વગર તે કારવાન આગળ કુચ કરતી જતી હતી, અને મુકામ કરતી વેળા પોતાનો વખત ગુજારવાનો જે ઉપાય **સલીમે** સૂચવ્યો હતો, તે માટે સઘળા વેપારીઓ તેનું અહેસાન માનીને જોઇએ તે કરતાં વધારે લાંબો વખત છાવણી કરતા હતા.

બીજે દિને જમી રેહેવા પછી **સલીમે મુલી** નામના બીજા એક વેપારીને કહ્યું, "તમો આપણ સર્વેમાં સૌથી જવાન છો, વળી તમો હંમેશનાં ખુશહાલ અને મોજીલા છો, સબબ તમો તો ખચિત રસીલી હેકાયતોથી વાકેફગાર હશો, માટે બપોરના આરામ કરી ઉઠયા પછી તમો જે હેકાયતો જાણતા હોવ, તેમાંની એક ઘણી સારી હેકાયત કહી અમોને ખુશી કરશો."

**મુલી**—હું ઘણો ખુશી સાથે આપની અરજ કબુલ રાખતે, પણ હંમેશાં સભ્યતાને ખાતર બુઝોર્ગોને અવલ છુટ આપવામાં આવે છે, અને હું તો જવાન છું, માટે બીજા સાહેબોએ પેહેલાં પોતાની હેકાયતો કહી સંભળાવવી જોઇએ.

આ મુજબ ગોફતેગુ ચાલતી હતી, તેટલામાં ચોકીદારનો સરદાર ફિકરમંદ ચેહેરે તંબુના દરવાજા આગળ આવ્યો, અને બોલ્યો "મેહેરબાન સાહેબો, આપને હરકત કરવા માટે મને માફ કરશો, પણ હું ધારૂં છું, કે આપણે હવે હ્યાંથી ઉતાવળે છાવણી ઉઠાવી ચાલતી પકડવી જોઇએ. જંગલના જે ભાગ ઉપર હંમેશાં લુટારાઓ ધાડ પાડે છે, ત્યાંજ હાલમાં આપણે આવી પોહોંચ્યા છીએ, માટે યા તો આપણે આગળ કુચ કરી જવી જોઇએ કે નહીં તો આપણા

બચાવને ખાતર તૈયાર થઈ રેહેવું જોઈએ. સબબ કે મારા ચોકી-બાનો માંહેલો એક જણ જણાવે છે કે તેણે દુરથી ઘોડેસવારોની એક મોટી ટુકડીને આવતી જોઈ છે."

આ ખબર સાંભળીને વેપારીઓનાં "લપ્પાં લેવાયાં," તે જોઈ **સલીમ બારૂશને** ઘણી અજાયબી ઉપજી. તે બોલ્યો, "આપણે આટલા બધા જણા છીએ, અને વળી સર્વે હથિયારબંધ છીએ, તે શું એક મુઠીભર લુટારાઓની સામે થવાને પુરતા નથી?"

**સરદાર**—અગર જો સાધારણ લુટારાઓની એક ટોળી હોય, તો બેશક પુરતા છીયે, પણ આજ કેટલોક વખત થયા થરથરાવી નાખે એવો જોરેમંદ લુટારો **મબ્રુક** આ ભાગોમાં પાછો લુટ ચલાવવા લાગ્યો છે, અને તેનેથીજ અમોને દેહેશત ઉપજે છે.

**સલીમ**—એ **મબ્રુક** કોણ છે, કે જેનું નામ સાંભળતાંજ બધા જણાઓ થરથરે છે?

એના જવાબમાં સર્વથી બુઢો વેપારી બોલ્યો, "આ અજાયબ જેવા આદમીને માટે તરેહતાર બુમાટાઓ બહાર પડયા છે. કેટલાકો કહે છે, કે તે કોઇ શયતાની શખ્સ છે, સબબ કે તેણે વારંવાર આખા કાફલાઓના કાફલાઓ ફકત થોડાક લુટારાની સાથે લુટ્યા છે, અને તે પણ હંમેશાં ફત્તેહમંદી સાથે. આ સબબને લીધેજ તેને 'બખતાવર મબ્રુક'નું નામ આપવામાં આવ્યું છે, કારણકે તેનાં ખરાં નામ કે ઠામની કોઇને કશી ખબર નથી. વળી કેટલાકો કહે છે, કે તે ફકત એક બહાદુર શેખ સરદાર છે, કે જે પોતાનાં વતનમાંથી કોઇ ખટપટને લીધે અત્રે નહાસી આવ્યો છે, કે ત્યાંથી તેને દેશનિકાળ કરવામાં આવ્યો છે. ગમે તે હોવ, પણ તે ખરોજ કોઇ એક સંગદેલ ચોર અને લુટારો છે, એ તો જાણીતું છે."

ત્યાર બાદ **લેઝાહ** નામનો બીજો એક વેપારી બોલ્યો, "તો જો કે **મબ્રુક** એક લુટારો છે ખરો, તોપણ તેની ચાલચલણ ઘણી

અમીરી છે. મારા ભાઇ તરફ તેણે દેખાડેલી નેક ચાલ તેનો એક પુરાવો છે, કે જે બાબે હું કોઇ બીજે લાયક વખતે જણાવીશ. વળી તે કાંઇ બીજા સાધારણ ચોરોની માફક મુસાફરોને બેરેહેમ લુટી લેતો નથી. લોકો કહે છે, કે તે દરેક કાફલો, જે તેને મળે છે, તે ઊપર ફકત એક કર નાંખે છે, અને તે જો તરત પગાર કરવામાં આવે છે, તો પછી તેને રણમાંથી સહીસલામત પસાર થઇ જવા દેવામાં આવે છે, અને તેટલાથીજ માત્ર તે રાજી થાય છે; તે પોતાને 'જંગલનો શાહ' કહેવાડવાને ખુશી છે, અને ખરેખર તે એક શાહ જેવોજ છે, સબબ કે તેના વગર બીજો કોઇ પણ સવાર એક કાફલાની નજદીક જવાની એટલી હિમ્મત કરતો નથી."

જ્યારે આ મુજબ ગોફતેગુ ચાલતી હતી, ત્યારે ચોકિદારોના સરદારનાં "પોતિયાં વધારે ને વધારે છુટી જતાં હતાં," કારણ કે હથિયારબંધ સવારોની એક મોટી ટોળી તેઓ તરફ ધસી આવતી સર્વેને ખુલ્લી દેખાતી હતી. તરતજ એક પોહોરેગીરે આવીને તંબુમાં ખબર કીધી, કે તેઓ ઉપર હવે અચિત લુટારાઓ હુમલો કરશે. હવે શું કરવું, તે વિષે મસલહત ચાલી. દુશ્મનો ઉપર સામો હુમલો કરવો, કે તેઓના આવવા તુલીક તૈયાર થઇ થોભવું, તે વિષે વિચારો કરવામાં આવ્યા. વેપારીઓ માંહેલા ત્રણ જણાનો વિચાર તૈયાર થઇ રહેવાનો હતો, પણ **મુલી** અને **લેઆહ**નો મત તેઓ ઉપર સામો હુમલો કરવાનો હતો, અને તેટલા માટે તેઓએ **સલીમ**ને પણ તેવોજ મત આપવાની સલાહ આપી.

પણ તેણે તો વગર વખત ખોહવે પોતાના કમરબંદમાંથી એક આસમાની રંગનો રૂમાલ, કે જે ઉપર રાતા રંગના સેતારાઓ પાડેલા હતા, તે ખેંચી કહાડયો, અને તે એક ભાલાને

છેડે બાંધીને તંબુને મથાળે બાંધવાનો હુકમ એક ગુલામને આપ્યો. તેના ફરમાવ્યા મુજબ કર્યા પછી તેણે કટ્ટા સોગંદ ખાઇને જણાવ્યું, કે હવે તેઓને કદી પણ હેરાન કર્યામાં આવશે નહીં, માટે તેઓએ વગર દહેશતે જવું. તો પણ વેપારીઓની ખાતરી થઈ નહીં. અને તેથી તમામ જણાઓ હાથમાં નાગી શમશિર સાથે ઇંતેજારીથી ઉભા રહ્યા.

પ્રથમ તો લુટારાઓ કાફલા ઉપર ધસ્યા આવ્યા, પણ જ્યારે તંબુને મથાળે પેલો ભેદભર્યો વાવટો તેઓનાં જોવામાં આવ્યો, ત્યારે તેઓ એકદમ થોભ્યા, અને થોડીક પળ સુધી આપસ આપસમાં મસલેહત ચલાવ્યા પછી તેઓ તરતજ ત્યાંથી પાછા ફર્યા, અને મારતે ઘોડે ત્યાંથી નિકળી ગયા.

આ ન ધારેલા બનાવથી છાવણીમાંના સર્વે જણા દંગ થઈ ગયા, અને સૌ પહેલે તો એકમેકનો ચહેરો, અને પછી તે બેગાના મર્દ **સલીમ** તરફ જોવા લાગ્યા.

**મુલી**—આટલી બધી હકુમત ધરાવનાર તમો ત્યારે કોણ છો, કે જેની માત્ર સાદી ઇશારતથી જંગળના લુટારાઓ વિખરાઈ ગયા છે?

**સલીમ**—(હસીને) સાહેબ, હું કોઈ મોટો આસામી છું, એમ સમજીને ઠગાશો ના. વાત એમ છે, કે એક વખત હું જંગલમાં કેદ પકડાયો હતો, તે વેળા કાંઈ અકસ્માતથી લુટારાઓની એક છુપી ઇશારતની મને ખબર પડી ગઇ હુતી, તે મેં આજે અજમાવી જોઇ છે. તેની મતલબ શું છે, તેની તો મને બિલકુલ ખબર નથી, પણ એટલું જાણું છું, કે જંગલ પસાર કરતી વખતે આ ઇશારત ઘણી કામ આવે છે.

આવી ન ધારેલી રીતે પોતાનો છુટકારો કરવા માટે વેપારીઓએ **સલીમ**નો દિલોજાનીથી અહેસાન માન્યો, સબબ કે અરબ

લુટારાઓની મોટી સંખ્યાની સામે તેઓ ઝાઝો વખત ટકી શકે, એમ નહતું. બીજે દિને જ્યારે તેઓએ આશાયશને માટે છાવણી કીધી, ત્યારે **લેઝાહ** બોલ્યો, “હવે આપણી લુટારાઓની ધાસ્તી દુર થઇ છે, માટે આપણે આ અજાયબ જેવા અને જોરે-મંદ મશ્રુક બાબે વાત ચલાવ્યે. મેં તમોને કાલેજ કહ્યું હતું, કે તેની ચાલચલણ અમિરી છે. મારા ભાઇની અને તેની વચે એક વખત મુલાકાત થઇ હતી, તેની ઘણી અજાયબ હકીકત, કે જે તેના અતિ ઉમદા ખવાસની એક સાબેતી છે, તેનું બ્યાન કરવાની આજે મને રજા આપશો. મારે જણાવવું જોઇએ છે, કે હું જે વખતની વાત કરૂં છું, તેને માત્ર થોડાંજ વર્ષો થયાં છે.”





# ફતીમાનો છુટકારો.



"મારો બાપ આકાશ શહેરનો કાજી હતો, અને તેને પેટે અમો ત્રણ ફરજંદો હતાં, કે જેમાં હું સર્વેથી વડો હતો. મારો ભાઇ તથા મારી બહેન મારા કરતાં ઘણાં નાનાં હતાં. મારો એક કાકો પરમુલકમાં વસતો હતો, અને તેની પાસે ઘણી દોલત હતી,



તોયે તેને પેટે કશાં ફરજંદ ન હોવાથી, તેણે મને પોતાની તમામ દોલતનો વારેસ કરવા માંગ્યો, પણ તે એવી સરતે કે મારે તેને ત્યાં જઇને તેની સાથે રેહેવું. તે એક ઘણો ઝઇફ મર્દ હતો, માટે મારા તેની પાસે જઇ રેહેવા પછી માત્ર બેજ વર્ષમાં તે મરી ગયો, અને હું તેની તમામ મિલતનો ધણી થઇ મારે ઘર પાછો ફર્યો. પણ આટલા ટુંક વખતના અરસામાં મારાં કુટુંબ ઉપર

એક ભારે મુસીબત આવી પડી હતી, કે જેનુંજ બ્યાન હું હમણાં તમોને કહી સંભળાવનાર છું.

"મારો ભાઇ **મુસ્તફા** અને મારી બેહેન **ફતીમા** બંને લગભગ સરખી ઉમરનાં હતાં. તેઓ એક બીજાં ઉપર અતિશય પ્યાર રાખતાં હતાં, અને મારા પેદરને પણ તેઓની ઘણી માયા લાગેલી હતી. **ફતીમાની** સોલમી સાલગ્રેહને દિને મારા ભાઇએ એક નહાની જેવી મેજબાની આપવાને ચાહ્યું, અને તેટલા માટે મારી બેહેનની તમામ નાહાની સહીઓને ઇજન કરવામાં આવ્યાથી, તેઓ સર્વે બાગમાં એકઠી મળી, કે જ્યાં ખાણાંપીણાંમાં ભાગ લેવા પછી, મારા ભાઇએ દરિયામાં સેહેલ કરવા જવાની દરખાસ્ત કીધી, જે સર્વે જણીઓએ ખુશીથી પસંદ કીધી, અને તેણીઓને દરિયાની આ સેહેલગાહ એટલી તો ગમી, કે મારા ભાઇને આગળ હંકાર્યા કરવાની તેણીઓએ ઘણી બોહોંસ કીધી.

"અમારાં શેહેરથી થોડેક છેટે એક ભૂશલાકા હતો, કે જ્યાંથી સાંમેનો દેખાવ કાંઇ પણ હરકત વગર ખુલ્લો નજરે પડતો હતો. વળી ત્યાંથી અમારૂં શહેર, કે જે અર્ધગોળાકારમાં આવેલું હતું, તેની ઉપરનાં કેટલાક સુફેદ ઘરોનો ખુશ્નુમા દેખાવ પણ દેખાતો હતો. મારી બેહેન, અને તેણીની સહીઓએ મારા ભાઇ **મુસ્તફાને** ઘણી મિન્નત કીધી, કે ઓછામાં ઓછું તે જગ્યા સુધી પણ જવું. મારા ભાઇએ આનાકાની કીધી, સબબ કે પડોશમાંજ થોડે છેટે એક ચાંચિયાઇ વહાણ નજરે પડતું હતું, અને તે જોઇ તેનાં દિલને લગાર બેચેની ઉપજી હતી, પણ જવાન જીવડાઓની આજેજીથી આખરે તેનું દિલ પિગળ્યું, અને તેણે તે જગ્યા તરફ હંકારવા માંડયું.

"હજી તો તે ભૂશલાકા પસાર કરીને આગળ ગયા નહીં, તેટલામાં તો થોડેક દુરથી મારા ભાઇની નજરે હથિયારબંધ આદમીઓથી ભરેલું એક લાંબું વહાણ તેઓ તરફ આવતું નજરે પડયું.

કાંઇ કુમબખ્તી આવી લાગશે, એવી આગાહી થવાથી, તેણે જેમ અને તેમ બનતી ઝડપે શેહેર તરફ પાછા હંકારી જવાનો હુકમ હલ્લેસાં મારનારાઓને કર્યો, પણ તેઓની પછવાડે તે ચાંચિયાઇ બગલો લાગ્યો, અને તેમાં હલ્લેસાં મારનારાઓની સંખ્યા વધારે હોવાથી ઉતાવળે મારા ભાઇવાળા મછવાને પકડી પાડયો.

"જ્યારે જવાન છોકરીઓએ આ મુજબનો ધાસ્તીભર્યો મામલો જોયો, ત્યારે તેણીઓ સઘળી બેઠકો ઉપરથી ઉઠી ઉભી થઇ, અને દુઃખના પોકારો કરવા લાગી. તેઓની એવી રડારોળથી પોતે બેધ્યાન થઇ જાય છે, એમ જણાવી **મુસ્તફાએ** તેણીઓને શાંત થવાને ઘણીબી આજેજી કીધી, પણ ફોકટ. તેનાં બોલવાની કશી અસર તેઓ ઉપર થઇ નહીં, અને તેટલામાંતો આખરે ચાંચિયાઓનો બગલો તેઓની નજદીક આવી પોહોંચ્યો. મારા ભાઇનો મછવો પકડવાને લુટારાઓએ જેવી લોખંડની મજબુત આંકડીઓ ઉંચકી, કે છોકરીઓ દેહેશતને મારે દિવાના જેવી થઇ જઇને મછવાની એક બાજુએ સઘળીઓ દોડી ગઇ, કે જેથી તે ઉંધો વળી ગયો.

"તોયે પણ ચાંચિયાઓના આ અજાણ્યા બગલાને અમારાં શેહેરનાં કિનારા ઉપરથી લોકોએ જોયો હતો, માટે અમારા મછવાના બચાવને માટે કેટલાક મછવાઓ તરત મોકલવામાં આવ્યા, અને તેઓ ડુબતી છોકરીઓને બચાવવા માટે બરાબર વખતસર આવી પહોંચ્યા હુતા. પણ અફસોસ! તેઓ તમામ છોકરીઓને બચાવી શકયા નહીં, સબબકે પછવાડેથી તપાસ કરતાં મારી ગરિબ બિચારી બેહેન **ફતીમા,** અને તેણીની એક સહી, કે જેણીની શાદી મારા ભાઇ **મુસ્તફા** સાથે થનાર હતી, તેઓ બંને ગુમ થયલાં જણાયાં. પણ આ સઘળી ગડબડ સડબડમાં લુટારાઓનું વહાણ તો નાહાસી જવા પામ્યું હતું. આ વેળા મારા ભાઇના મછવામાં કોઇ પારકો મર્દ બેઠેલો જણાયો, કે જેને અમારામાંથી કોઇ પણ પિછાણતું

ન હતું. તે કોણ હતો, તે બાએ પુછપરછ કરતાં, તેણે જણાવ્યું, કે મારા ભાઇના મછવા ઉપર ધસી આવતાં તે દરિયામાં પડી ગયો હતો, અને નહાસી જવાની ઉતાવળમાં તેની સાથવાળાઓ ગફલતીથી તેને પછવાડે મુકી ગયા હતા. વળી તેણેજ ખોલાસો કર્યો, કે અમારામાંની જે બે છોકરીઓ ગુમાઇ ગઇ હતી, તેણીઓને તેઓજ ઉઠાવી ગયા હતા.

"આ આફતના સમાચાર જ્યારે મારા બુઢા બાપે જાણ્યા, ત્યારે તે ગમથી દિવાનો બની ગયો, પણ મારા ભાઇની માહેતમનું તો બ્યાનજ ન થઇ શકે એવું હતું. તેણે બિચારાએ તો પોતાની બેહેનનેજ નહીં, પણ સાથે લાગી પોતાની સાથે અદરાયલી એક અતિ જવાન ખુબસુરત મહાબુબને પણ ગુમાવી હતી, કે જેણીની ઉપર તે પોતાની બચગીથીજ બેહદ મોહબત રાખતો હતો. તે બિચારો આ તમામ આફતોને માટે પોતે પોતાનેજ બદનામ કરતો હતો. મારો બાપ ઘણા કરડા મિઝાજનો એક મર્દ હતો, માટે આ ગજબથી ભારે ગુસ્સે થઇ તેણે **મુસ્તફાને** કહ્યું, 'તારી બેવકુફાઇથી મારી જઇફીનું સુખ, અને મારી ચશ્મોનું નુર મેં ખોહી દીધાં છે. મારી સાંમેથી નિકળ! હું તુંને મારી પાસેથી હમેશનો દેશનિકાલ કરૂં છું! જ્યાં તુલીક મારી વહાલી **ફતીમા** મને પાછી લાવી આપવામાં તું ફત્તેહ પામે નહીં, ત્યાં તુલીક તારી ઉપર અને તારે પેટે પૈદાં થયેલાંઓ ઉપર મારી કદુવા ઉતરજો!'

"મારા કમનસિબ ભાઇને આ મુજબ હુકમ કરવાની કશી જરૂરજ ન હતી, સબબ કે આ બનાવ બન્યાની પહેલી ઘડીએજ તેણે મનસુબો કર્યો હતો, કે તેણે પોતાની બહેન અને માશુકને પાછાં શોધી કહાડવામાં પોતાની આખી જીંદગી ગુજારવી, અને તેમ કરતાં ગમે એવી મુસીબતો, પછી તેમાં મોત પણ આવે, તો તે ખમવાં. પોતાનું વતન છોડી જતી વખતે તે પોતાના બાપની દોઆ મેળવવાને તેની પાસે ગયો, કારણ કે તેમ કરવાને

તે ઘણો ઇંતેજાર હતો, પણ મારા બાપે તો દોઆને બદલે પુષ્કળ ઠપકાઓનો સરપાવ આપ્યો.

"લુટારાઓની ટોળી માંહેલા બંદિવાને તેને **બલસોરા** શહેરમાં જઇ ત્યાં તે બન્ને છોકરીઓ બાબે તલાસ કરવાની સલાહ આપી, કેમ કે તેના જણાવ્યા મુજબ તેના રફિકો બંદિવાનોને લઇને ત્યાં વારંવાર જતા હતા. અમારાં ન્હાનાં ગામમાંથી **બલસોરા** તરફ વહાણો કવચિતજ જતાં હતાં. માટે મારા ભાઇને તેની મુસાફરી ખુશ્કીને માર્ગે કરવાની ફરજ પડી. તે એક તેજ ઘોડા ઉપર સવાર થયો, અને પોતાની મુસાફરી ઉતાવળે થાય, એટલા માટે તેણે પોતાની સાથે કશો સામાન લીધો નહીં. છઠે દિવસે સાંજનાં **બલસોરે** પુગી જવાની તેને ઉમેદ હતી. ચાર દહાડાઓ તુલીક મુસાફરી કર્યા પછી એક સાંજના તે એકલો સવારી કરતો હતો, તેટલાં ત્રણ મર્દોએ હાથમાં નાગી શમશિરો સાથે તેની ઉપર એટલો તો અચગુચ હુમલો કર્યો, કે પોતાનો બચાવ કરવાની પણ તેને ફુરસદ મળી નહીં. તેઓ કદાચ લુટારાઓ હશે, અને પૈસા કે તેનો ઘોડો લુટવાની મકસદથી તેની ઉપર હલ્લો લાવ્યા હશે, એમ ધારી, પોતાની પાસે જે કાંઇ હતું તે આપી દેવા માગ્યું, પણ તેઓએ તો એક હરફ વટીક બોલવા વગર તેના બન્ને પગો તેના ઘોડાનાં પેટ નિચેથી બાંધી લીધા, કે તે નહાસી ન જાય, અને આ મુજબ તેને પોતાનો બંદિવાન કરી, તેની આજેજી કે મિન્નત ઉપર કશું પણ ધ્યાન આપવા વગર તેઓ તેને લઇ ચાલ્યા.

"તેઓ તેને લઇને ધોરી રસ્તો છોડી એક જંગલમાં દાખલ થયા, અને મોટાં દરખ્તો તથા ખડકોની બનેલી ઝાડીવાળી એક ગિચ્ચ જગ્યાએ આવી પહોંચ્યા. ઝાડો અને ખડકોથી તે જગ્યા ખુદરતી રીતેજ એક કિલ્લા જેવી મજબુત હતી, અને તેમાં આશરે પંદરથી વીસ તંબુઓ મારેલા હતા, તથા ઉંટો અને

ઘોડાઓ આસપાસ ચરતા હતા. ત્યાં લાવીને તેઓએ મારા ભાઇના પગો છોડી નાંખ્યા, અને તેને સર્વેથી મોટા એક તંબુ આગળ લઇ ગયા, કે જે અંદરથી ઘણોજ ઉમદા રીતે શણગારેલો હતા. નરમ ગાદીઓના એક ઢગલા ઉપર એક ન્હાનાં કદનો બુઢો પડેલો હતો; તેનો ચેહેરો અતિશય બદસુરત અને શયતાની હતો, અને તેના બદનની ચામડી કાળી અને ચળકતી હતી. જોકે તે પોતે કોઇ ઘણું મોટું આદમી હોય, એવો દેખાવ કરતો હતો, તો પણ મુસ્તફાને લાગ્યું, કે આવો એક ઉમદા અને કિમતી તંબુ આવા એક નાના ખવીસને માટે નહીં હોય; અને તેનો આ વિચાર ખરો પડેલો તેણે તરત જોયો.

"પોતાને પકડનારાઓએ આ વેહેંત્યાંને પુછયું, 'સરદાર સાહેબ ક્યાં છે?'

'વેંહેંત્યો—તે શિકાર કરવા ગયો છે, પણ તેટલાં મને તેની જગ્યા રાખવાને કહી ગયો છે.

"આ ઉપરથી પકડનારા માંહેલો એક બોલ્યો, 'આ કામ તારૂં નથી. આ કુતરાને મારી નાંખવો, કે એની પાસેથી મોટી રકમ લઇ એને છોડી દેવો, તે ચુકવવાનું કામ આપણા નામદાર સરદાર સાહેબ શિવાય બીજા કોઇનું નથી.'

"આ જવાબ સાંભળી વેહેંત્યાંજીને ગુસ્સો આવ્યો, અને તેઓ વચ્ચે એક જબરો કજિયો જાગ્યો. હજી તો ખટપટ ચાલે છે, તેટલાંજ તંબુનો પરદો ઉચકાયો, અને એક ઉંચા કદનો, અને મગરૂર ચેહેરાનો મર્દ અંદર દાખલ થયો. તે જવાન અને બહુ ખુબસુરત હતો; અને ફકત તેનું ખંજર, કે જેની મુંઠ ઉપર તમામ હીરાઓ જડેલા હતા, તે શિવાય તેના બાકીનો આખો પોશાક તદન સાદો હતો તો પણ તેની ઢબછબ ઉપરથી તે કોઇ મોભ્ભાવાળો અમીરજાદો હોય, એમ સાફ દેખાઇ આવતું

હતું. તેણે અંદર દાખલ થતાંજ દમામમાં પુછયું. 'મારા પોતાના તંબુમાં આ મુજબ કજિયો કરવાની કોણ હિંમત કરે છે?'

"આ સાંભળી તમામ જણા થોડીક વાર સુધી દેહેશતથી ચુપ થઇ ગયા, પણ ત્યાર બાદ મુસ્તફાને પકડી લાવનારાઓ માંહેલા એક જણે, જે બનાવ બન્યો હતો, તે કહી સંભળાવ્યો, તે સાંભળી તે સરદારે પેલા વેહેંત્યાં તરફ ફરીને, કે જે આ વખતે એક ખુણાંમાં ધુજતો ઉભો હતો, તેને ગુસ્સાથી કહ્યું, 'હસન, મારી જગ્યા લેવાની તેં એટલી હિંમત શા ઉપરથી કીધી? અતર ઘડી આ તંબુ છોડી જા.'

"જરા પણ જવાબ આપ્યા વગર તે વેહેંત્યો તેના નાના પગોથી દોડાય, એટલો ઝડફથી ત્યાંથી નાહાસી ગયો; ત્યાર પછી મારા ભાઇ તરફ ફરીને તે સરદાર ગુસ્સાથી બોલ્યો, 'ઝુલીખાંના પાશા, તને મબ્રુકની સામે શા માટે પકડી લાવવામાં આવ્યો છે, તે બાબે તારૂં દિલ તુંને કેહેતું હશે.'

"આ અજાયબ જેવું નામ સાંભળીને મારો ભાઇ બોલ્યો, 'નામવર સાહેબ, તમો ભુલો છો. હું આપ જણાવો છો તેમ એક પાશા નહીં, પણ માત્ર એક ગરીબ મુસાફર છું.'

"આ જવાબ સાંભળીને તંબુ માહેલા દરેક જણ અજાયબીથી દંગ થઇ ગયા, પણ મબ્રુક, કે જે તે સરદારનું નામ હતું, તે બોલ્યો, 'તારાં એવાં જુઠાં બોલવાથી તું તારો બચાવ કરી શકનાર નથી, સબબ કે મારી પાસે કેટલાંક જણાંઓ એવાં છે, કે જેઓ તુંને સારી રવેશે પીછાણે છે. જાઓ, ઝુલીમાને હ્યાં બોલાવી લાવો?'

"આ હુકમ થતાંજ એક જઇફ ઓરતને ત્યાં બોલાવી લાવવામાં આવી. તેણી એક હબશણ ગુલામડી હતી, અને ઝુલીખાંનાં પાશાના મેહેલમાંજ ઉધરેલી હતી, પણ થોડુંક થયાં મબ્રુકની

લુટારૂ ટોળીમાં સામેલ થઇ હતી, સબબ કે પાશા તેણીની ઉપર, તેમજ તેણીના બેટા ઉપર ઘણો જુલમ ગુજારવા લાગ્યો હતો. તેણીની ગમ જોઇને તથા મારા ભાઇ તરફ આંગળી દેખાડીને મશ્રુકે સવાલ કર્યો, 'આ કોણ શખ્સ છે?'



"મારા ભાઇને જોતાંજ તેણી ગભરાટથી બોલી ઉઠી, 'અરે! એ તો તેજ ઝુલીખાં પાશા છે, કે જેણે મને લોખંડના સળિયાઓ વડે માર માર્યો હતો. ઓ મશ્રુક! મને તેમજ મારી સાથે જે બીજા બહાદુર આદમીઓને એણે બેરેહેમે રીબાવ્યાં છે, તે સર્વેનું તુ વેર લે!'

"આ સાંભળી મશ્રુક મારા ભાઇ તરફ ફરીને બોલ્યો, 'અયે કંગાળ શખ્સ, તું ગમે એટલો પોતાને છુપાવે, પણ જોયું, આ ગુલામડીએ તુને તરતજ પિછાણ્યો છે? તારાં પાપી લોહીમાં મારી શમશિર વટીક ખરડવાને હું ધિક્કારૂં છું, માટે આવતી કાલે બામદાદથી તે સાંજનાં આફતાબ અસ્ત પામશે, ત્યાં સુધી હું તુને મારા ઘોડાની દુમ સાથે બાંધીને સવારી કરીશ, કે જેથી તું તારા લાયક મોતે મરે!'

"આ ભયંકર સજા સાંભળીને મારા ભાઇનાં તો 'હાજાં ગગડી ગયાં,' અને તેણે હવે વધારે વખત જીવવાની ઉમેદ છોડી. તે બોલ્યો, 'ખચિત, મને મારા બાપની કદુવા લાગી છે! ઓ! મારી બેહેન ફતીમા! અને ઓ મારી માશુક ઝોરેદ! મારી સાથે હવે તમારી પણ હંમેશની ખરાબી થઇ છે!'

"આ વખતે એક લુટારો મારા ભાઇના હાથો તેની પીઠ પછવાડે બાંધતો હતો. તે બોલ્યો, 'ચાલ, હવે તારી ફર્યાદોથી કાંઇ વળવાનું નથી. એક રાત પણ વધુ જીવવા માંગતો હોય, તો મુગો મુગો હ્યાંથી ચાલવા માંડ, કેમકે તુંને જોઇને સરદાર સાહેબ ગુસ્સે થાય છે.'

ત્યાર બાદ ચોરો મારા ભાઇને મુશ્કા બાંધી ત્યાંથી લઇ જતા હતા, તેટલામાંજ બીજા ત્રણ ચોરો એક નવા બંદિવાનને લઇને તંબુમાં દાખલ થયા, અને તેને જોઇને સર્વે જણ તદન અચરત પામ્યા, સબબ કે તેના અને મારા ભાઇના ચહેરા વચ્ચે કશો પણ ફર્ક ન હતો. શિવાય કે તે જરા સામળા રંગનો હતો, અને તેની દાઢી જરા વધુ લાંબી હતી. તેને આગળ લાવીને લુટાઓનો વડો બોલ્યો, 'નામદાર સરદાર સાહેબ, જે પાશાને પકડી લાવવાને આપે અમોને મોકલ્યા હતા તેને પકડીને આપની હજુર લાવ્યા છીયે!'

આ ભેદભરેલો બનાવ જોઇ તે સરદાર ઘણો ગુંચવણમાં પડયો, અને મારા ભાઇ તરફથી તે બંદિવાન તરફ અને તેની તરફથી મારા ભાઇ તરફ, એમ ટગર ટગર જોવા લાગ્યો, અને પછી બોલ્યો, 'એ આ શું? એમાં કાંઇ જાદુ છે કે તમે બન્ને ભાઇઓ છો? મારો દુશ્મન, ખરો પાશા આ બેમાંથી કયો?'

"આ સાંભળી પેલા નવા આવનાર બંદિવાને ભારે મગરૂરીથી જવાબ દીધો, 'અગર જો તું ઝુલીખાંના પાશા બાબે પૂછતો હોય, તો તે હું છું."

"તે સરદારે તેની ગમ ઘણો વખત તુલીક ટીકી ટીકીને બારીકીથી જોયા કર્યું, કે જે વેળા તેના ચહેરાના રંગ ઉપરથી તેનાં દિલમાં ઉપજતો ગુસ્સો સાફ જણાઇ આવતો હતો. તોયે કશું પણ વધુ બોલવા વગર તેણે પાશાને ત્યાંથી લઇ જવાનો હુકમ કર્યો, અને પછી મારા ભાઇ આગળ આવીને તેણે ઘણી માયાથી મારા ભાઇના બાંધેલા મુશ્કા પોતાના હાથે છોડી નાખ્યા, અને તેને પોતાની પાસે બેસવા ફરમાવ્યું. ત્યારબાદ તે નામવર બોલ્યો, 'અલ્લાહ! તારી રહેમ હોજો! જ્યારે હું પાશાની ખોળમાં હતો, ત્યારે ખુદાના હુકમથી તમો અમારા હાથમાં આવી પડયા, અને તેથી તમોને ઘણી સખ્તી ખમવી પડી છે, તે માટે હું મારાં દિલોજાનથી દિલગીર છું, પણ તમો બન્નેના ચહેરા વચ્ચે કેટલું બધું મળતાપણું ?'

"આ ઉપરથી મારા ભાઇએ ત્યાંથી પોતાની મુસાફરીએ ઉતાવળે પાછા જવાની આજેઝીથી રજા માંગી, અને કહ્યું કે 'દરેક પળ મારા હકમાં નુકસાન કરનારી જાય છે.' આ ઉપરથી મશ્રુકે તેને આટલી બધી ઉતાવળ કરવાનો સબબ પુછયો, જે ઉપરથી મુસ્તફાએ પોતાની તમામ કેફિયત તેને કહી સંભળાવી. તે છતાં તે સરદારે મુસ્તફાને એક રાત પોતાના તંબુમાં તેના મેહુમાન તરીકે રહેવાની અર્ઝ કીધી; તે બોલ્યો, 'ભલા મુસ્તફા, તમો તથા તમારો ઘોડો, બન્ને ચાર દિનની ચાલુ મુસાફરીથી થાકી ગયા હશો, માટે એક રાતની આશાયશની તો તમોને ઘણી જરૂર છે. વળી આવતી કાલે બામદાદે હું તમોને એક ટુંકો રસ્તો બતલાવીશ, કે જ્યાંથી માત્ર દોહેડ દિવસમાં તમો બલસોરે પુગી જશો.'

મશ્રુકની આ માયા ભરેલી મેહેમાનદારી મારા ભાઇ મુસ્તફાએ આખર કબુલ કીધી, અને તે રાત તેણે તેની સાથે તંબુમાંજ ગુજારી. આપસઆપસમાં ચાલતી મારામારીના અવાજે

આમદાદમાં **મુસ્તફા** જાગી ઉઠયો, અને કાન દઇ સાંભળ્યું, તો તેણે **હસન** વેહેંત્યાંનો અવાજ પિછાણ્યો. તે પોતાના બીજા સાથીઓની સાથે ખુબ તકરાર કરતો હતો, કે હવે મારા ભાઇને તેઓના છુપા ઠેકાણાંના રસ્તાની ખબર પડી છે, તો તે જરૂર તેઓને ફસાવી દેશે, માટે તેને હવે જીવતો જવા દેવો ન જોઇએ.

"આ સાંભળી કોઇએ એક જબરદસ્ત પોકાર માર્યો, અને બોલ્યો, 'અગરજો તમારામાંનો કોઇ પણ તેના એક બાલને હાથ વટીક લગાડવાની હિંમત કરશે, તો હું તેનો એક કુતરાની મોઆફેક જાન લઇશ.' આ મુજબ બોલી, તે બોલનાર, જે કોઇજ નહીં પણ **મબ્રુક** સરદાર પોતેજ હતો, તે મારા ભાઇ પાસે આવ્યો, કે જેની પછવાડે એક ગુલામ બે તેજી ઘોડાઓને લઇને ચાલતો હતો. તેણે **મુસ્તફા**ને કહ્યું, 'વાહાલા બિરાદર, ખુદા તારો વાળી થજો ! અને તે અલ્લાહ તારાં માથે ઉઠાવેલાં કામમાં તુંને ફત્તેહ બખશજો.'

"મારો ભાઇ ઉઠીને તરત પોતાનો પોશાક પેહેરી **મબ્રુક** સાથે જવાને ઘોડા ઉપર સવાર થયો. તંબુઓની હાર પસાર કરીને, તેઓ બંને એક સાંકડા રસ્તા ઉપર દાખલ થયા. મુસાફરીમાં **મબ્રુકે** **મુસ્તફા**ને કહ્યું, કે તે પાશા, કે જેનો ચેહેરો તેને ઘણો મળતો આવતો હતો, અને જેને લીધે મારા ભાઇને દુઃખ ખમવું પડયું હતું, તે એક વખત **મબ્રુક** અને તેના સેપાહોને હાથ પકડાઇ ગયો હતો. પોતાનો છુટકારો મેળવવા માટે તેણે **મબ્રુક**ને કબુલાત આપી હતી, કે તેની ટોળીવાળાઓને તે પોતાની હકુમતમાંથી વગર ઇજા દેવે પસાર થવા દેશે. આ કબુલાત આપવા છતાં થોડાજ દિવસો ગયા કેડે તેણે તેના સેપાહોમાંના એકને પકડીને ફાંસી ચહડાવ્યો, અને પોતાનો પાક કોળ તોડયો, તેટલા માટે હવે તેને મારી નાખવોજ જોઇએ, એમ **મબ્રુકે** મારા ભાઇને જણાવ્યું.

જંગલની હદ સુધી આવીને તે બહાદુર સરદારે પોતાનો ઘોડો થોભાવ્યો, અન હવે કયે રસ્તે જવું, તે મારા ભાઇને દેખાડી, પોતાનો હાથ તેના હાથમાં આપી, તે બોલ્યો, 'મારા વાહાલા **મુસ્તફા**. જોકે આપણા વચ્ચે એક નધારેલા બનાવથી દોસ્તી થઇ છે, તો પણ મોત સિવાય બીજાં કશાંથી તે તુટશે નહીં. જાણજે, કે તું મારો હુમેશનો મહેમાન છે, માટે જ્યારે ગમે ત્યારે તારા મુબારક ચેહેરાથી અમોને ખુશી કરજે. મારૂં દિલ કુદરતી રીતેજ તારી તરફ દોડે છે. મારા અઝીઝ દોસ્ત, આ ખંજર લે, અને જ્યારે પણ તુંને મારી મદદ જોઇતી હોય, ત્યારે તે મારી પાસે મોકલજે, અને હું મારાં દિલથી, મારાં હથિયારથી, અને મારી આ બાજુનાં જોરથી, ગમે તે વખતે અને ગમે તેવી હાલતમાં પણ તુંને મદદ કરવાને દોડયો આવીશ. આ પૈસાની થેલી તું તારી પાસે રાખ, સબબ કે તેની તને તારાં માથે ઉઠાવેલાં કામમાં ઘણી જરૂર પડશે.'



"'મુસ્તફાએ જવાબ દીધો, 'સખી અને નેક બિરાદર **મલ્લુક**, હું આપનો અહેસાન દિલોજાનથી માનું છું. તમારૂં એનાયત કીધેલું ખંજર હું ખુશીથી કબુલ રાખું છું, કેમ કે આપની મદદ મને કોઇ વખત કિમતી થઇ પડશે, પણ મારી પાસે હાલતરત પુરતા પૈસા છે. માટે આ થેલીની મને જરૂર નથી.'

"એક હરફ પણ વધુ બોલવા વગર મશ્રુકે મુસ્તફાનો હાથ મોહોબતથી દાબ્યો, અને થેલી જમીન ઉપરજ પડતી નાંખીને એક વિજળીની માફક પાછો જંગલમાં જતો રહયો. આ ઉપરથી મારા ભાઇને થેલી ઉપાડી લેવાની ફર્જ પડી, અને તે ઉઘાડીને જોતાંજ તે અજાયબીથી ગાફેલ બની ગયો, સબબ કે તે તમામ સોનાના સિક્કાઓથી ભરેલી હતી. મારા ભાઇએ પોતાના છુટકારા માટે અલ્લાહુનો અહેસાન માન્યો, અને પછી બહુ ઝડફથી ઘોડો દપટાવી બલસોરા પોહોંચી ગયો."

---

આટલી વાત સાંભળતાંજ અશમત નામનો વેપારી વચ્ચે બોલી ઉઠયો, "મશ્રુકને માટે મેં જે વિચારો આગળ જણાવ્યા હતા, તે આ બ્યાન સાંભળવા પછી ફેરવવા પડશે એમ મને લાગે છે. તેનું દિલ તથા ખવાસ ખરોજ અમીરી છે એમ હવે હું કબુલ કરૂં છું. ચાલો સાહેબ, હવે તમો તમારી વાત આગળ લંબાવો, સબબ કે દરેક જણ તમારા ભાઈનું ત્યાર પછી શું થયું, તે જાણવાને ઇંતેજાર છે."

લેજાહે પોતાની હકીકત પછી શરૂ કીધી, અને બોલ્યોઃ—

"સાતમે દિને બામદાદમાં મુસ્તફા બલસોરા શેહેરના દરવાજા આગળ આવી પોહોંચ્યો, અને દર વર્ષે ગુલામો વેચવાનું જે બજાર ભરાતું હતું, તે ભરાઇ ચુકયું હતું કે નહીં, તે બાબે ઉતાવળે ખબર કહાડી. તેને એક રેહેવાસીએ જણાવ્યું, કે સાહેબ, તમો બે દિવસ મોડા આવ્યા છો. આ વખતે ગુલામોનું બજાર ઘણું સરસ હતું. છેલ્લે દિવસે બે એવી તો પરીસુરત જવાન છોકરીઓ વેચવા કહાડી હતી, કે ખરીદનારાઓમાં ઘણી ઉલટ, ચકચાર, ને ગડબડ સડબડ થઇ રહી હતી. આખરે અતિ ઘણી મોટી કિમ્મતે તેઓને વેચવામાં આવી હતી.'

"આ બે છોકરીઓ બાબે મુસ્તફાને વધારે ચીપી ચીપીને પેલા શખ્સને પુછ્યું, અને તેણે જે તમામ હકીકત કહી, તે ઉપરથી તેની ખાતરી થઇ, કે તે કમબખત છોકરીઓ બીજી કોઇજ નહીં, પણ તેની પોતાની બહેન અને મઆશુક હતી, કે જેણીઓની ખોળમાં તે નિકળ્યો હતો. વળી તેજ આદમીથી તેને વધુ ખબર મળી, કે જે શખ્સે આ બંને છોકરીઓને ખરીદી હતી, તેનું નામ **થીનલીકૅાસ** કરી હતું, અને તે **બલસોરા**થી આશરે સાઠ ગાઉને છેટે રહેતો હતો. તે એક ઘણોજ અજાયબ જેવો શખ્સ હતો, અને બહુ તવંગર, ઝઇફ, અને મગજનો અરધો ચસ્કેલો હતો. તે ખુબ દમામથી રહેતો હતો, મોજશોકનો ઘણોજ શોખીન હતો, તથા જો મોતથી ડરતો ન હતે, તો દરેક જાતની બદફેલીમાં તે તદન ચકચુર રેહેતે. જેટલા હકીમોની સાથે તેને મોલાકાત થતી, તે દરેકને તે પોતાની તબિયતનો અહેવાલ જણાવી, તેઓની દવા કરતો હતો.

"હવે, આ **થીનલીકૅાસ**નાં મકાનમાં શી રવેસે દાખલ થવું, તથા તે બિચારી બંને છોકરીઓનો છુટકારો કેવી રીતે કરવો, તે માટે ઘણેક અંદેશો કર્યા પછી **મુસ્તફા**એ **ઝુલી**ખાંના પાશાનું નામ ધારણ કરવાનો એરાદો કર્યો, સબબકે તેની હવે ખાતરી થઇ હતી, કે તેનો ચેહેરો તે પાશાના ચહેરાને ઘણો મળતો આવતો હતો. આ વખતે **મશ્રુક**ના આપેલા પૈસા ઘણા કામ લાગશે, એમ ધારી તેણે મનમાં તેનો ઉપકાર માન્યો. આ પૈસામાંથી તેણે થોડાક ખીદમતદારો તથા ઘોડાઓ ભાડે રાખ્યા, અને તેઓને ભપકાદાર પોશાકો આપી, પોતે પણ ખુબ ઠઠેરો કર્યો, અને ત્યાર પછી **થીનલીકૅાસ**ને ત્યાં જવા નિકળ્યો.

"ખેતાબ ધરાવનારા, તેમજ બીજા મોટા મરતબાવાળા આદમીઓ તરફ **થીનલીકૅાસ** હંમેશાં ઘણાં માનથી વરતતો હતો, અને તેટલા માટે જ્યારે મારો ભાઈ **ઝુલી**ખાંના પાશા તરીકે

તેની મોલાકાતે ગયો, ત્યારે તેણે તેને ઘણાં માનથી આવકાર દીધો; ઉંચા ખોરાક, શરાબ, વગેરેથી તેણે મારા ભાઇની ઘણી મહેમાન-દારી કીધી, અને પોતાને ત્યાં ગમે એટલો વખત સુધી રેહેવાની તેને અર્જ કીધી. મુસ્તફાને પણ તેવુંજ જોઇતું હતું, માટે તેને ત્યાં થોડુંક સુધી રેહેવાને ખુશીથી કબુલ કર્યું, અને રાતના ઉમેદભેર સુવાને ગયો. આશરે કલાકેક સુધી ઉંઘાયા પછી એક તેજદાર રોશનીથી તે જાગી ઉઠયો, અને પોતાની ચશ્મો ઉંઘાડી આસપાસ જોવા લાગ્યો. અવલ તો તેને એમજ લાગ્યું, કે તે



ખાબ જોતો હતો, પણ પછીથી તેની ખાતરી થઇ, કે ફક્ત થોડાંજ કદમ દુર પેલો બદસુરત વેહેંત્યો હસન, કે જેને તેણે મશ્રુકના તંબુમાં જોયો હતો, તે લગાર હસ્તે ચેહેરે ઉભેલો હતો.

"મુસ્તફા—'તુંને શું જોઇએ છે? તું અહીં શા વાસ્તે આવ્યો છે?'

"વેંહેંત્યો—આસ્તેથી બોલો! જરા ધીમેથી બોલો! તમારી પોતાની જીંદગીને માટે આસ્તેથી બોલો; સબબ કે તમો હ્યાં શા માટે આવ્યા છો, તેનો ખરો સબબ તમો જણાવવાને ચાહતા ન હશો, તે બાબે મારી ખાત્રી છે, પણ મને તો તેની સમજ પડી ગઇ છે, માટે જો તમોને મારી નોકરીની જરૂર હોય, તો હું તમારી ખિદમતમાં હાજર છું, અને તેટલા માટે તમારી પાસે આવ્યો છું.

"આ સાંભળીને મુસતફાની તો ઝબાંજ બંધાઈ ગઇ, પણ પેલો હસન વેહેંત્યો આગળ બોલ્યો, 'ખચિત કહું છું, કે જો પેલા પાશાને સૂળી ચઢાવ્યામાં મારા પણ હાથો જો કામે લાગ્યા ન હતે, તો હું ખરૂં કહું છું, કે હું ફરીથી છેતરાયા વગર રહેતે નહીં. પણ વખત જતો રહે છે, માટે આપણે આપણીજ વાત કરી લેવી જોઇએ.'

"મુસ્તફા તો પોતે પકડાઇ જવાથી બહુ ગુસ્સે થયો હતો, માટે બોલ્યો, 'પહેલાં મને જણાવ, કે તું અત્રે આવવા કેમ પામ્યો છે?'

વેંહેંત્યો—આજ લાંબો વખત થયો હું મશ્રુકની મગરૂરી ભરેલી ચાલચલણથી કંટાળી ગયો હતો, અને તમો આવ્યા હતા, તે વખતે તમારા બાબે એણે મને જે ઠપકો આપ્યો હતો, તે દિવસથી મને એની ઉપર એક જાતનો તિરસ્કાર ઉપજતો હતો. તેટલા માટે તમારી સામે એક છુપો જાસુસ થવાનો મેં ઠરાવ કર્યો, અને તેમાં કાંઇ હું ઘણો હાર્યો નથી, કારણ કે તમારી મુસાફરીની મતલબ શોધી કહાડવામાં હું ફત્તેહ પામ્યો છું, અને તમારી આગમજથી આવીને થીનલીકૅાસની નોકરીમાં રહી ગયો છું. મારી હાલત સુધારવાને મેં એક હિકમત શોધી છે.

જો તમો કબુલ થાઓ, તો આપણે મહેલમાં આગ લગાડીયે, અને પછી ગડબડ સડબડમાં પેલી બે છોકરીઓને, તથા બીજું જે કાંઈ હાથમાં આવે, તે લઇને 'પોબારા માપી' જઇએ. પણ મારી આ નોકરીના બદલામાં તમારી બેહેન સાથે મારી શાદી કરી આપવી, એવી કબુલાત હું તમારી પાસે માંગું છું, અને અગરજો તે તમો ના પાડશો, તો હું હમણાં **થીનસીકૉસ** આગળ ચાલ્યો જઇશ. અને તમોએ લીધેલા **ઝુલી**ખાંના પાશાનો તમામ ભરમ હું તેની આગળ ખોલી દઇશ.'

"આ બેઅદબી સાંભળીને **મુસ્તફા**એ ગુસ્સાથી એક કુદકો મારી તે વેહેંત્યાની ગરદન પકડવાની કોશેશ કીધી. અને 'અલ્લાહુ-અલ્લાક! પાપી ચંડાળ!' ફક્ત એટલાજ સખુનો તે બોલ્યો, પણ તેટલામાં તો તે પછવાડે હઠી ગયો, અને તેમ કરતાં તેનાં હાથ માંહેલું ફાણુસ જમીન ઉપર પડી ગયું, અને તરત બુજાઇ ગયું, કે પેલો વેહેંત્યો 'ખુન! ચોરો! ગળાંફાંસુંઓ!' વગેરે પોકારો કરતો ત્યાંથી નાઠો.

"હવે શું કરવું તેની મારા ભાઇને સમજ પડી નહીં, પણ તરતજ તેને વિચાર આવ્યો, કે તે બિચારી બે છોકરીઓને જો બચાવવી હોય, તો અવલ તેણે પોતાને બચાવી લેવો જોઇએ. તેટલા માટે ઉતાવળે પોતાનો પોશાક તથા ખંજર લઇ તે પોતાના ઓરડાની બારી આગળ દોડયો. તે જમીનથી આશરે પચીસ ફીટ ઉંચે હતી, તે છતાં તે તરતજ તેમાંથી બહાર કુદાવી પડયો, અને નિચેની જમીન સર્દ અને નર્મ હોવાને લીધે તેને ઝાઝું વાગ્યું નહીં. ત્યાર બાદ બાગની આસપાસની એક દિવાલ ઉપર તેને ચહડવું પડયું, પણ તેમાં તેને કાંઇ અડચણ પડી નહીં, અને પછી ત્યાંથી તે એક ખુલ્લી જગ્યાએ આવી પોહોંચ્યો, કે જ્યાંથી એક નાહાનાં જંગલમાં તે આવી પુગ્યો, ત્યાં સુધી તેણે આગળ દોડયાજ કર્યું. બાદ ત્યાં જરા આશાએશ લીધી, અને જો કે

બદને તો થાકી ગયો હતો, તોયે મગજે તે થાકી ગયો ન હતો, સબબ કે તેને તો એવીજ ખાતરી હતી, કે તે ફત્તેહ પામ્યા વગર રેહેશે નહીં, પણ તે કેવી રીતે તે જાણતો ન હતો."

"તેણે જો કે પોતાના નોકરો તથા ઘોડાઓ એ તમામ ખોહી દીધું હતું, તોયે હજી ઘણા પૈસા તેની પાસે બચી ગયા હતા. તરતજ તેને **થીનલીકૉસ**ની વાત યાદ આવી, કે હકીમો પાસેથી તે જીંદગી લાંબી કરવા માટે નુસ્કાઓ લઇ ખાતો હતો, માટે જે પેહેલાંજ શેહેરમાં તે આવી પુગ્યો, ત્યાંના એક હુશિયાર હકીમને શોધી કાહાડી, તેની પાસેથી તેને સોનાના સિક્કાઓ આપીને એક અતિ સખ્ત કેફી દવા વેચાતી લીધી. આ દવાનો ગુણ એવો હતો, કે તેની અસર થોડોજ વખત રેહેતી. ત્યાર બાદ તેણે એક ખોટી દહાડી, એક કાળો જભ્ભો, અને હકીમો પેહેરે તેવી બાલવાળી એક ટોપી, થોડીક દવાની શીશીઓ, ગોળીની દાબડીઓ, મલમના ચપ્પુઓ, વગેરે એક હકીમને બરનો તમામ સામાન ખરીદયો, અને તે સઘળાંને એક ઘોડા ઉપર લાદીને ફરીથી એક વાર તેણે **થીનલીકૉસ**નાં ઘર તરફ ચાલવા માંડયું.

"હવે તો ખચિતજ તેને કોઇ પીછાણી શકશે નહીં, એવી **મુસ્તફા**ની ખાતરી હતી, કારણ કે તેણે પોતાનો ચેહેરો રંગ્યો હતો, અને ખોટી દહાડીથી તે એટલો તો ફેરવાઇ ગયો હતો, કે પોતે પણ પોતાની ફેરવાયલી સુરત જોઇને અજાયબ થતો હતો. **થીનલીકૉસ**નાં ઘર આગળ જઇ પુગ્યા પછી તેણે પોતાને **અરબસ્તાન**ના જાણીતા તબીબ **આવેરોસ**ની ઓલાદથી ઉતરી આવેલા, અને દુન્યામાં મશહુર થયેલા હકીમ **ચાકામાન્કા બુદીબાબા** તરીકે જાહેર કર્યો, અને મોટા મરતબાના તથા દબદબાવાળા ઉમરાવ **થીનલીકૉસ**ને ત્યાં જઇ તેને પોતાની લાંબી અજમાયશનો ફાયદો આપવાની માંગણી કીધી.

"તેને તરતજ અંદર બોલાવ્યામાં આવ્યો, અને થીનલીફૅાસે તેને પોતાની સાથે જમવાની અરજ કીધી. આશરે એક કલાક પણ ગોફ્તેગુમાં પસાર થયો ન હશે, તેટલાં પોતાની તદબીરથી તેણે થીનલીફૅાસની ઉપર એટલી તો અસર કીધી. કે તે તેને આખી દુન્યામાં સર્વેથી હુશિયાર હકીમ તરીકે ગણુવા



લાગ્યો. મુસ્તફાએ થીનલીફૅાસને જણાવ્યું, કે જો તે તેની દવાઓ લે અને તેના ફરમાવ્યા મુજબ ચાલે, તો જરૂર તેની જીંદગી સો વર્ષની, બલકે તેથી પણ વધારે લાંબી થાય.

"આ ખબર સાંભળીને **થીનલીકૅાસ** તો ખુશ ખુશ થઇ ગયો. તે મારા ભાઇનું ખોટું નામ ભુલી ગયો હતો, માટે ટુંકમાંજ તેને ચાકાબાબાને નામે બોલાવતો હતો. તે બોલ્યો. 'ભલે, ભલે. પેહેલાં તો તમો મારા જનાનામાં મારી સાથે ચાલો. ત્યાં બે છોકરીઓની તબીયત દોરોસ્ત નથી, તેથી મારા જીવને રાહત નથી.'

"આ સાંભળી **મુસ્તફા** તો બહુ ખુશ થઇ ગયો, પણ પોતાની ખુશાલી જેમ તેમ દાબીને તે **થીનલીકૅાસ**ની સાથે એક ઓરડામાં ગયો, જે ઘણી નાદર કારીગીરીથી આરાસ્તા કીધેલો હતો, છતાં તે તદ્દન ખાલી હતો. તેની એક દિવાલ આગળ જઇને **થીનલીકૅાસે** એક નાનું ડીચકું દાબ્યું, કે તરતજ દિવાલ માંહેથી એક છુપી બારી ઉઘડી ગઇ. પછી તે મારા ભાઇ તરફ ફરીને બોલ્યો, 'મારા જનાના માંહેલી બાનુઓ એક પછી એક પોતાનો હાથ આ બાકોરાંમાંથી બહાર કાહાડશે. તેઓની નાડ તપાસો અને તે દરેકની તંદોરોસ્તી કેવી છે, તે જણાવો.'

"ત્યાર પછી **થીનલીકૅાસે** પોતાની દરેક બાયડીઓને મોટે સાદે બોલાવી, અને દરેકનું નામ પોકારતાં, એકેકો હાથ તે નાહાનાં બકોરાંમાંથી બહાર આવતો અને આપણા હકીમજી સાહેબ તેઓની નાડ તપાસી, તેઓ દરેક જણીની તબિયત સારી છે, એમ પોતાનો મત જાહેર કરતા ગયા. આખરે **થીનલીકૅાસે** **ફતીમા**નું નામ પોકાર્યું, કે એક નાહાનો સફેદ હાથ પેલી નાહાની બારીમાંથી બહાર આવ્યો. **મુસ્તફા**એ નાડી જોઇ.

"મારો ભાઇ તો ખુદ જનાનામાં તે છોકરીઓની હજુર જવાની ઉમેદ રાખતો હતો, તે આ બનાવથી જોકે ઘણો નામુરાદ થઇ ગયો, તોયે પોતાની તે નાઉમેદી છુપાવીને ઘણીજ ગંભીરાઇ સાથે જણાવ્યું, કે '**ફતીમા** બીમાર છે, અને હું ધારૂં છું, કે તેણી હજી વધારે બિમાર થશે.'

"આ સાંભળી **થીનલીફૉસ** ઘણો દિલગીર થયો, અને હકીમજીને તેણીની દવા કરવાને અરજ કીધી. મારો ભાઇ દવા લાવવાને મસે તરતજ બહાર ગયો, અને કાગળની એક કાપલી ઉપર ઉતાવળે નિચે મુજબ લખ્યું:—

> મારી વહાલી **ફતીમા,** અગરજો હું તમોને દવા મોકલું, તે પીવાને તમો કબુલશો, તો હું તમારો છુટકારો કરી શકીશ. આ દવા પીધાથી તમો બેહોશીમાં થોડાક કલાકો સુધી પડી રહેશો. પણ તેથી બીહશો ના, સમજ કે આ મોત રૂપી ખાબમાંથી બીદાર કરવાનું મારા હાથમાં છે. હું તમોને જે દવા મોકલું, તે પીધાથી તમોને કશો પણ ફાયદો થયો નથી, એમ ફક્ત તમે જણાવજો, અને તે જ્યારે હું જાણીશ, ત્યારે સમજીશ, કે તમેએ મારી રચેલી બાજી કબુલ રાખી છે

"આ ચિઠ્ઠી લઇને **મુસ્તફા** તે ઓરડામાં પાછો ફર્યો, અને તે બિમાર બાનુની નાડ ફરીથી તપાસવાની જરૂર છે એમ જણાવ્યું. જેવો તે નાજુક હાથ બહાર આવ્યો, કે તેણે તે છુપો રૂકો તેણીની આંગળીની અંદર નિચેથી ખોસી દીધો, અને પેલી દવા તે બાકોરાં વાટે તેણીને આપી.

"આ **ફતીમાની** બિમારીથી **થીનલીફૉસનું** દિલ ઘણું આજોરદે થયું હતું, અને તેટલા માટે તેણીની બિમારી બાબે સાંભળીને બાકીની બીજી બાયડીઓની તબિયત તપાસવાનું કામ બીજા વખત ઉપર મુલતવી રાખ્યામાં આવ્યું.

"બન્ને જણાઓએ તે ઓરડામાંથી બહાર જવા પછી **થીનલીફૉસે** મુસ્તફાને પુછ્યું, 'તમો **ફતીમાની** બીમારી બાબે શું ધારો છો, તે મને ખુલ્લું જણાવો.'

"**મુસ્તફાએ** ભારે અફસોસ સાથે જવાબ દીધો, 'લાઇલા-ઇલલ્લા! સાહેબ, ખુદા તમોને દિલાસો બક્ષે! પણ તે બિચારીને

એવી તો ખરાબ બીમારી લાગુ પડી છે, કે મને લાગે છે, કે તેથી તેણી જરૂર મરી જશે.'

"આ સાંભળીને **થીનલીકૉસ** ભારે ખફા થયો, અને તે પોકારી ઉઠયો, 'અસતફ્ગર-અલ્લાહ! કુતરાના જણેલા હકીમ! તું એ શું બોલે છે? એ **ફ્તીમા,** કે જેણીના મેં એક હજાર સોનાના સીકુવીનો આપ્યા છે, તે શું મરી જશે? જો તું તેણીને તનદરોસ્ત નહીં કરશે, તો તને એમનો એમ સૂળીએ ચહડાવી દઇશ.'

"મારા ભાઇએ જોયું કે તેણે ઘણું 'કાચ્ચું કાપ્યું હતું,' માટે વાત તરત ફેરવી નાખી, અને કબુલાત આપી, કે તેનેથી બનશે એટલું તે બાનુને માટે કરશે. હજી તો તેઓ આ મુજબ ગોફ્તેગુ કરતા હતા, તેટલાં ઝનાનાને લગતી એક હબશણ ગુલામડીએ આવીને હકીમને જણાવ્યું, કે તેની દવાથી કશો ફાયદો બીબીને થયો નથી.

"**થીનલીકૉસ**—તારો તમામ હુન્નર અજમાવ, અને તેણીને બંચાવ, અગર અગર નહીં તો યાદ રાખજે, કે મેં તને કહ્યું છે, તેમ તારો જાન લઇશ.

"'દરોસ્ત છે. હું તેણીને જરા આશાયશ મળે એવી દવા આપુ છું,' એમ કહી **મુસ્તફા** ખુશી થતો પેલી ઝેહરી કેફી દવા લઇ આવ્યો, અને તે પેલી ગુલામડીને આપી, તથા તે કેમ પાવી, તે તેણીને સમજાવ્યું, અને પોતાને કિનારેથી કંઇ બીજી દવાના રોપા શોધી લાવવાના છે, એમ બહાનું કહાડી તે **થીનલીકૉસ** આગળથી જતો રહયો.

"દરિયો મહેલની નજદીકમાંજ આવેલો હતો, માટે ત્યાં જઇ લાગતાંજ **મુસ્તફાએ** પોતાનો ઝભ્ભો, ટોપી અને ખોટી દહાડી કહાડી નાંખીને તે પાણીમાં ફેંકી દીધાં, કે જે તરતજ

ત્યાંથી મોજા સમેત ઘસડાઇ ગયાં. ત્યાર બાદ ત્યાં આવેલા ખડકોમાં તે છુપાઇ બેઠો, અને રાત પડવાની રાહ જોવા લાગ્યો, કે જે વખતે તે **થીનલીક્રૅાસ**નાં મહેલના ભોંયરાંમાં, કે જ્યાં તેનાં કુટુંબીઓની કબરો હતી, ત્યાં છુપો દાખલ થવાનો ઇરાદો રાખતો હતો.

"મહેલમાંથી **મુસ્તફા**નાં જવા પછી આશરે એક કલાક રહીને એક ગુલામડી પોતાના શેઠ **થીનલીક્રૅાસ**ને ખબર કરવા આવી, કે **ફતીમા**નો જીવ હવે જાય છે, અને થોડા વખતમાં તેણી પેલી જેહાનમાં કુચ કરી જશે. આ ખબર સાંભળીને તે દિવાનો જેવો બની ગયો, અને હકીમને શોધી લાવવા માટે સઘળી તરફ નોકરો દોડાવ્યા, પણ તેઓએ પાછા આવીને ખબર કીધી, કે હકીમ **ચાકામાનકાબુદીબાબા** દરિયામાં પડીને મરી ગયો હોવો જોઇએ, સબબ કે પાણીના મોજાઓ ઉપર તેઓએ તેનું બદન દુર તરતું દીઠું હતું.

"આથી તદન નાઉમેદ થઇ **થીનલીક્રૅાસ** બકવા લાગ્યો, 'ઓ **ફતીમા**! **ફતીમા**! તું કેવી જવાન હતી! કેવી ખુબસુરત! તારી ચશ્મો કેવી દિલખુશ હતી! ઓહો! તારે ખાતર તો મેં એક હજાર સોનાના સીકવીનો આપ્યા હતા! અને તારા દાંતો કેવા હતા! જાણે પરવાળાં!'

"આ વખતે તેણીની સહીઓના હાથમાં **ફતીમા** પેલી કેફી દવાની અસરથી ઉંઘમાં વધારે ને વધારે ગિરફતાર થતી જતી હતી. તેણીની ચશ્મો ઢંકાઇ ગઇ, અને દિલનો ધબકારો બંધ ગયો, હોઠો ઉપરનો રતાશ ઉડી ગયો, અને દરેક જણાં તેણીને મરી ગયેલી સમજ્યાં. **થીનલીક્રૅાસ**ના હુકમથી તેણીને તેજ સાંજે મેહેલના જે ભોંયરાંમાં મરી ગયેલાં કુટુંબીઓની કબરો ફર્યામાં આવતી હતી, ત્યાં લઇ જવામાં આવી.

"આ વખતે કબરોની વચ્ચે મુસ્તફા આગળથી આવીને છુપાઈ બેઠો હતો, અને મુરદાંની પેટી ઉતારીને જેવા ગુલામો પાછા ફર્યા, કે તે પોતાની છુપાવાની જગ્યાએથી બહાર આવ્યો, અને બત્તી સળગાવી સુદ્ધિ લાવનારી દવાનો એક શીશો જે પોતાની પાસે સંતાડેલો હતો, તે બહાર કહાડચો, અને ધુજતે હાથે કફનની પેટીનું ઢાંકણું ખોલ્યું. પણ, અરે આ શું! આ જવાન બાનુ તો નહીં પોતાની બેહેન ફતીમા કે નહીં પોતાની મઆશુક ઝોરેદ! તેણી તો કોઇ તદન અજાણીજ ઓરત હતી.

"ન ધારેલી વળી આ નવી આફતથી દંગ થઇને મુસ્તફા અંદેશો કરતો થોડોક વખત તો ઉભોજ રહયો, અને તેણીને તેવીજ હાલતમાં પડતી નાખીને ત્યાંથી નિકળી જવાનો તે મનસુબો કરતો હતો, પણ તેટલાં તેને વિચાર આવ્યો, કે એ બિચારી આ તમામ બીનાથી, અને જે ગફલતી થઇ હતી, તેથી અજાણી છે, માટે કદાચ જો તેણી હુશિયારીમાં આવશે, તો તેને જોઇતી અગત્યની ખબર આપશે, એવા નેક વિચારથી તેણે શીશાનો બુચ ખોલ્યો, અને તેમાંની થોડીક દવા તે જવાન છોકરીનાં મોંહમાં રેડી, કે તેણીએ દમ લેવા માંડયો; તેણીએ ચશ્મો ઉઘાડી, અને છેલ્લે ઉઠીને બેસી પોતાની આસપાસ ગભરાટથી જોવા લાગી, પછી મુસ્તફાના પગ આગળ પડી, તેને પોતાનો છુટકારો કરનાર કહી, પોતાનાં અહેસાનનો ઉભરો જણાવવા જુસ્સાથી રડી પડી, અને તેના હાથો આંસુથી ભરી નાખ્યા.

"મુસ્તફાએ તેણીને દિલાસો દઇ રડતી બંધ પાડી, અને પોતાની બેહેન ફતીમાને બદલે તેણી ત્યાં કેવી રીતે આવી લાગી હતી, તે બાબે પુછયું. તે જવાન છોકરી આ સવાલથી અવ્વલતો અજાયબ થઇને મુસ્તફા ગમ જોવા લાગી, સબબ કે તેણી તેનાં પુછવાની મતલબ સમજી હતી નહીં, પણ આખરે તેણી બોલી ઉઠી, 'હા, મારો છુટકારો કેમ થયો છે, તેની હવે મને સમજ

પડી. જનાનામાં મને ફ્તીમાને નામે બોલાવતાં હતાં, તેથી તમારો રૂકો મને મળ્યો હતો.'

"આ ખોલાસાથી મારા ભાઇને પાછી દીલગીરી ઉપજી, અને તેણે પાછો સવાલ કર્યો, પણ મારી બેહેન ફ્તીમાનું અને ઝોરેદનું શું થયું છે?'

"તેણીએ જવાબ દીધો, 'તેણીઓ બંને જનાનામાં છે, પણ તેઓને ત્યાં બીજાંજ નામો આપવામાં આવ્યાં છે. એકને નુરમાહાલ, અને બીજીને મીરઝાં કરી બોલાવવામાં આવે છે. મારૂં પોતાનું ખરૂં નામ તો નમુના છે.'

"મારા ભાઇએ નાઉમેદીથી પોતાનો હાથો અને ચશ્મો આસમાન તરફ કરીને એવી તો એક હાય મારી, કે તેથી તે જવાન બાનુને તેની ઘણીજ રહેમ આવી, અને તે બોલી, 'એવી રીતે નાહિંમત ના થાઓ, હું એક હિકમત તમોને બતલાઉં છું, તે ધ્યાનથી સાંભળો, અને મને લાગે છે, કે તેથી ઘણું કરીને તે બંને જણીઓનો છુટકારો થશે.'

"મુસ્તફા—બાનુ, મહેરબાની કરીને જલદીથી તે મને જણાવો. ખુદા કરે, ને હવે આ વખતે હું નાઉમેદ ન થાઉં, તો ઘણું સારૂં.

"આ ઉપરથી તે બાનુ બોલી 'આજ પાંચ મહિના થયા હું થીનલીકૉસના જનાનામાં આવી પડી છું, અને ત્યાંથી નાહાસી જવાની કોઇ તદબીર શોધતી હતી. ત્યાંના ચોકમાં જે એક સુંદર કુવારો છે, તે તમારાં ધ્યાનમાં છે? આ કુવારા ઉપર કાંઇ સમારકામ ચાલતું હતું, તે મેં બારિકીથી જોયું હતું, તેમાં પાણી લાવવા માટે આશરે છ ફીટ ઉંચી, અને એક હજાર ફીટ લાંબી એક નેહેર બાંધી લીધેલી છે. આ શોધથી મારી ખાતરી થતી હતી, કે હું જો જરા વધારે જોરાવર હતે, તો આશાનીથી મારો

છુટકારો કરી શકતે. સબબ કે ફક્ત એક પથર ઉંચકવાથી તે રસ્તે હું જનાનામાંથી પાધરી ખુલ્લાં મેદાનમાં નાઠાસી જઇ શકતે. હવે જો તમે તમારી સાથે બેત્રણ બહાદુર મર્દોને લઇ એજ રસ્તે જઇ લાગશો, અને ત્યાં સતના જે ચોકીદારો નેગેહબાની કરે છે, તેઓના મુશ્કા બાંધશો, તો પછી તે બંને જવાન બાનુઓને ત્યાંથી લઈ જવાનું કશું મુશ્કેલ નથી.'

"આ જવાન છોકરીની તદબીર સાંભળી, મારા ભાઇને નવેસરથી હિંમત અને ઉમેદ આવ્યાં, અને તેને તરતજ મશ્રુકે આપેલો કોલ યાદ આવ્યો.

"પોતાની સાથે નમુનાને લઇ મુસ્તફા ત્યાંથી નિકળી ગયો, અને જે પેહલાં ગામડાંમાં તેઓ આવી પોહોંચ્યાં, ત્યાંની એક ગરીબ વિધવાના ઘરમાં નમુનાને સોંપીને પોતાની પાસે જે બાકી પૈસા બચેલા હતા, તેમાંથી એક ઘોડો ખરીદી તે ઉપર સવાર થઇ મુસ્તફા મશ્રુકની છાવણી તરફ એકદમ નિકળી ચાલ્યો. મશ્રુકે ઘણી મમતાથી તેને આવકાર દીધો અને એટલા જલદી પાછા ફરવાનો સબબ પુછયો. પોતાની બહેન અને માશુકના છુટકારા માટે પોતે જે જે હિકમતો લગાવી હતી તથા તે દરેકમાં તે કેવી રીતે નામેદ થયો હતો, તેનું તમામ બ્યાન તેણે મશ્રુકને કહી સંભળાવ્યું.

"હસન વેહેંત્યાની ચાલ બાબે જાણીને મશ્રુકને એટલો તો ગુસ્સો ઉપજ્યો, કે જો તેના હાથમાં પકડાય, તો તેની ગરદન પિસીને મારી નાંખવાના તેણે સોગંદ ખાધા. પછી તેણે મુસ્તફાને કહ્યું, 'મારા પ્યારા દોસ્ત, તમે મારી ઉપર ઇતબાર રાખીને મારી મદદ મેળવવા આવ્યા, તેથી હું તમારો ઘણો અહેસાનમંદ છું. આવતી કાલે થીનલીફ઼ાસના હાથમાંથી તમારી બહેન ફતીમા, અને તમારી માશુક ઝોરેદનો છુટકારો કરવાના એલાજો કરીશું.'

"મારા ભાઇએ મબ્રુકની એવી મહેરબાની જોઇ તેને બજલગીરી કીધી, અને ઘણો ઉપકાર માન્યો. બીજે દિને પોતાની સાથે બીજા ત્રણ હુથિયારબંધ માણસો લઇને તેઓ બે દહાડાની મુસાફરી પછી તેજ ગામડાંમાં આવી પુગ્યા, કે જ્યાં મુસ્તફા નમુનાને રાખી આવ્યો હુતો. તેણીએ તેઓને જનાનાનાં જે દિવાનખાનામાં ફતીમા અને ઝોરેહને રાખેલાં હુતાં, ત્યાં કેવી રીતે દાખલ થવું, તેની ચોકસ નિશાનીઓ આપી.

"રાત પડી કે તેઓ સર્વે પોતાની સાથે મસાલો લઇ પોતાને ધારેલે કામે જવા નિકળ્યા. આશરે અર્ધોક કલાક સુધી તેઓને કમરપુર પાણીવાળી નહેરમાંથી ચાલી જવું પડયું, કે જેને છેડે ફુવારો આવેલો હુતો. હ્યાં તેઓને એક જાડી અને મજબુત દિવાળ આડી નડી, પણ ચાર મજબુત મર્દોએ ચાંચવા પાવડા વડે તે પણ ભાંજી નાંખી, અને અંદરથી પસાર થઇ શકાય એટલી મોટી વાટ બનાવી. પછી નમુનાએ આપેલી નિશાની મુજબ તેઓ આગળ ચાલ્યા, કે જ્યાં નારંગી અને ગુલાબનાં દરખ્તોથી ભરેલો એક ઝરૂખો આવ્યો, અને ત્યાર બાદ બીજા છ દરવાજાઓ પસાર કરીને તેઓ જનાના આગળ આવી પોહોંચ્યા. તેનાં દરવાજા માંહેલા બાકોરાંમાંથી એક ઝાંખી રોશની તેઓની નજરે પડી. હવે દરવાજો કેવી રીતે ઉઘાડવો, તેના અંદેશામાં તેઓ પડયા, કેમ કે જો જોરથી તે તોડી પાડે, તો તેઓ પકડાઇ આવવા વગર રહેજ નહીં. તોયે મબ્રુક હિમતવાન હુતો. તે આગળ જઇને પોતાનો આવાજ બદલીને બોલ્યો, 'ઉઘાડ,' અને તેજ વખતે દરવાજા ઉપર ટકોરા માર્યા, કે તરતજ દરવાજો અર્ધો ઉઘડયો, અને મબ્રુક ચપ કરતો કે અંદર એક છેડાયલા વાઘની માફક ધસી ગયો. આ દરવાજો ઉઘાડનાર કોઇજ નહીં પણ પેલો નાપેકાર હુસન વેહેંત્યો હુતો, અને તેને જોતાંજ મબ્રુકે તેને ગળચીમાંથી પકડયો, અને એક પળમાંજ

તેનાં મોંહુમાં ડુચો દાબીને, તેના મુશ્કા બાંધ્યા. આએજ વખતે મુસ્તફાએ બીજા એક ગુલામને પકડીને તેમજ કર્યું, અને પછી તેને ફતીમા તથા ઝોરેહવાળાં દિવાનખાનાંમાં તેઓને લઇ જવાને ખુબ 'કોહરીપાક' જમાડયો. તે દિવાનખાનાંમાં જતાંજ તેણે તે બંને જણાઓને ખુશાલીથી પોતાની બગલમાં ચાંપી.

"રખેને ચેતવણી આપવામાં આવે, અને તેઓ સર્વે પકડાઇ જાય, એટલા માટે બાહોશ મણુકે તરત ત્યાંથી નિકળી જવાની દરખાસ્ત કીધી.

"તોયે નેહેરમાંથી પાછા ફરવા આગમજ તેણે કુઆરાની સામે તે વેહેંત્યાંને ખુદ પોતાને હાથે લટકાવી દીધો, અને પછી બને એટલી ઝડફથી તેઓ ત્યાંથી નિકળી ગયાં.

"બીજે દિને પોતાના આ લુટારા સરદાર રફિકથી પાછાં છુટાં પડતાં મારા ભાઇને ઘણીજ દિલગીરી લાગી, કે જેનો અમીરી ખવાસ, અમીરી ચાલચલણ, અને અમિરી બોલવાની ઢપછપ તેના લુટારૂ ધંધા સાથે સરખાવતાં મારા ભાઇને ચોક્કસ લાગતું હતું, કે તે કોઇ ઉમદા લોહીનું ફરજંદ છે, પણ લુટારાનો પેશો કરવાની તેને ફરજ પડી હશે, પણ રખે તેને અપમાન લાગે, એવા વિચારથી એ બાબે તેને કશો પણ સવાલ કરવાને મારો ભાઇ અચકાતો હતો.

"નમુના બલસોરે મારા ભાઇની સાથે ગઇ, અને ત્યાંથી તેણીને પોતાને વતન મોકલી આપવામાં આવી. મારો ભાઇ પોતાની સાથે મારી બેહેનને અને પોતાની મઆશુકને લઇને ખુશી ખુશાલી સાથે આકારા ખાતે ફત્તેહમંદ પાછો ફર્યો. તેઓ સર્વેને સહીસલામત પાછાં ફરેલાં જોઇને મારા બાપની ખુશાલીનો કાંઇ પાર રહયો નહીં. આખરે તે બુઝોર્ગ મરદ જ્યારે પોતાના દિલની ખુશાલી થોભાવી ન શકયો, ત્યારે તે રડી પડયો, અને મારા ભાઇ તરફ ફરીને બોલ્યો, 'મારા વહાલા બેટા, મેં તુંને

દીધેલી બદ દોઆ હું તારી ઉપરથી પાછી ખેંચી લઉં છું,' અને પછી ઝોરેદનો હાથ મારા ભાઇના હાથમાં આપીને તેણે તેણે કહ્યું, 'તારી કદી ન હારે એવી કાળજીને માટે આ મારી બેટી સમાન ઝોરેદને તારે હસ્તક કરૂં છું. તમો બંને ઉપર તારા બુઢા બાપની ખયેર દોવા ઉતરજો! અને તમો વાહાલાં ફરજંદો લાંબી જીંદગી એશઆરામમાં ગુજારજો! આપણાં વતનમાં તારા જેવા ઘણા બેટાઓ અવતરજો! ભાઇ અને આશક તરીકેનો તારો પ્યાર, મોહોબત, અને બહાદુરી તારા જેવા બીજા જવાનોની છાતીમાં હંમેશાં રેહેજો!'"

---

આ મુજબ વાત પુરી થવા પછી અશમને તે બ્યાન કરનારને કહ્યું, "મારા પ્યારા રફિક લેઝાહ, ઠીક થયું, કે મબ્રુકની વાત નિકળી, કેમકે તેથી અમોને તમારી બેહેન બાબે પણ કેટલીક બાબદોની માહિતી થઇ. ખચિત, તમારા ભાઇ મુસ્તફાએ પોતાની ઉપર પડેલા હાંદેસા વચ્ચે પણ જોઇતી સબુરી અને હિંમત દેખાડી છે, અને મબ્રુકે તેની તરફ એક અમીરજાદાને છાજતી ચાલ ચલાવી છે."



**અશમતના** આ મતને બીજા વેપારીઓ પણ મળતા થયા, અને સર્વેએ એક અવાજે તે લુટારા સરદારની હિંમતની તારીફ કીધી.

પણ આ મુજબ તે સરદારની તારિફ ગાવામાં એકલા **સલીમ બારૂસેજ** ભાગ લીધો નહીં. તે તો મુંગોજ બેસી રહયો. અને

જાણે અહેસાન માનતો હોય, એવી રીતે તેણે ફકત લેઝાહનો હાથ મોહોબતથી દાબ્યો.

આખરે કાફલો એક ખુશનુમા ખીણની અંદર ઉતર્યો, કે જેને બીજે છેડે એક નહાનું મુસાફરખાનું આવેલું હતું, જો કે તે ઘણું સાધારણ દેખાવનું હતું, તોયે તે જોઇને આપણા મુસાફરો ઘણા ખુશી થઇ ગયા, સબબકે રેતીનાં રણો અને આસમાન જોતાં જોતાં તેઓ બીલકુલ કંટાળી ગયા હતા.

એટલા માટે સર્વે જણા ખુશાહાલીમાં હતા, અને મુલી તો એટલો બધો રંગીલો બની ગયો હતો, કે ખાણું ખાધા પછી તે નાચવા કુદવા અને ગીતો ગાવા લાગ્યો, અને તે પણ એવી તો



રમુજી રીતે કે બુઢા અને ગંભીર અશમત વટીક પોતાનું હસ્વું થોભાવી શકયો નહીં. ફકત નાચીકુદીનેજ મુલી ધરાયો નહીં, પણ હવે પોતે કાંઈ રમુજી હેકાયત કરવાનો એરાદો પોતાના દોસ્તોને જણાવ્યો, અને પછી તેણે નીચે મુજબ પોતાની હેકાયત શરૂ કીધી:-

---



# મુક વેંહેંત્યો.



"જ્યારે હું નાહાનો છોકરો હતો, ત્યારે નિશીયામાં મારાં કુટુંબ સાથે રહેતો હતો, કે જે ગામમાં એક ઘણો અજાયબ જેવો શખ્સ રહેતો હતો, જેને સર્વે જણાં 'મુક વેહેંત્યા'ને નામે પિછાણતાં હતાં. તેનો ચેહેરો એવો તો અજાયબ જેવો હતો કે તેનો તમોને ખિયાલ વટીક નહીં આવશે; પણ મારા ધ્યાનમાં સુરત ઘણી મજબુત ઠસી ગઇ છે, સબબ કે તેને લીધે મારા બાપે મને એક દિને ખુબ 'મેથીપાક' જમાડયો હતો.

"જે વખતની હું આ વાત કરૂં છું, તે વખતે તે બુઢો કુવારો હતો, અને તેની ઉંચાઇ ફકત સાડાત્રણ ફીટની હતી. પણ જોકે તેનું બદન ઠીંગણું હતું, તોયે તેનું માથું જબરદસ્ત મોટું હતું, અને જાણે એક પાતળા થાંબા ઉપર એક મોટો મેહ-રાબ બાંધેલો હોય, અથવા નહીં તો સમજો, કે એક લાકડી ઉપર એક ખરબુચ મુકેલું હોય, એવો તેનો દેખાવ લાગતો હતો.

"તે પોતાનાં ઘરમાં એકલોજ રહેતો હતો, અને પોતાનું ખાણું પણ પોતાને હાથેજ પકાવતો હતો; એ સબબને લીધે શહેરનાં લોકો તેના બાબે કાંઇ વધારે જાણતાં ન હતાં; વળી તે મહિનામાં ફકત એકજ વાર ઘરની બહાર નિકળતો હતો, અને તે પણ વળી ખરી બપોરે ધગધગતા તાપમાં, કે જ્યારે સર્વે લોક ઘરમાંજ રહેવાનું પસંદ કરતું હતું. કોઈ કદાચ તે તેનાં

ઘરની અગાસી ઉપર સાંજને છેડે ફરતો જણાતો હતો, પણ અગાસીની પાળથી તે ઠીંગણો હોવાને લીધે રસ્તા ઉપરથી ફક્ત તેનું માથું માત્ર જાણે છાપરાં ઉપર ચાલતું હોય, એમ દેખાતું હતું.

"હું અને મારા દોસ્તો ઘણા ફેસાદી છોકરાઓ હતા. કાંઇને કાંઇ મસ્તી તુફાન કરવાને, કે કોઇની મશ્કેરી કરવાને અમો તૈયારજ રહેતા. એક દિને અમો મસ્તી કરતા કરતા મુકનાં ઘર આગળ એકઠા મળ્યા, અને તેની બહાર આવવાની રાહ જોવા લાગ્યા. થોડીજવાર થઇ નહીં, કે તેનાં ઘરનો દરવાજો ઉઘડયો, અને મુકે પોતાનું જબરદસ્ત માથું, કે જે ઉપર એક મોટી પાઘડી પેહેરેલી હતી, તે બહાર કહાડી, જાણે કાંઇ શોધતો હોય, તેમ આસપાસ જોવા માંડયું. પછી પોતે બહાર પધાર્યા. તેનાં બદન ઉપર ઠીંગડાંવાળો એક જભ્ભો ઓઢેલો હતો, અને તેના નાહના પગોના કરતાં ઘણા મોટા પાયજામા તેણે પેહેરેલા હતા. વળી તેની કમરે એક પટો હતો, કે જેમાં એક મોટી કટાર ખોસેલી હતી.

"તેને બહાર આવેલો જોતાંજ અમોએ ખુશાલીથી પોકારો કર્યા; અમારી ટોપીઓ હવામાં ઉરાડવા માંડી, અને તે વેહેંત્યાની આસપાસ દિવાના છોકરાઓની મોવાફેક નાચવા લાગ્યા. તોયે જાણે અમારી કશી દરકાર કરતો ન હોય, તેમ તે તો સાંમો અમોને જમણી તથા ડાબી બાજુએ નમીને સલામ કરતો કરતો ગંભીર દેખાવે મોહોલ્લાનાં બીજા નાકાં તરફ ચાલવા લાગ્યો. તેણે પોતાના પગનાં કરતાં ચાર ઘણી મોટી સપાટો પેહેરેલી હતી, માટે ચાલતાં ચાલતાં પગો પણ બરાબર ઉંચકાતા નહતા.

"અમો તેની પુઠેપુઠ અમારેથી પડાય એટલે મોટે અવાજે 'મુક વેહેંત્યો! મુક વેહેંત્યો!' કરી બુમો પાડતા, તથા તેને

વાસ્તે અમોએ જોડેલાં ગીતો ગાતા ગાતા દોડયા. હું કબુલ કરૂં છું, કે મારા બધા દોસ્તોમાં હું સર્વેથી વધારે મસ્તાન હતો, અને



હંમેશાં તે ઠીંગુજીનો જભ્ભો ખેંચીને, તથા કાગજના ડુચાઓ વાળી, તે તેની ઉપર ફેંકીને તેને ઘણો હેરાન કર્યા કરતો હતો, પણ આજે તો મેં તેની ઘણી લાંબી સપાટ ઉપર મારો પગ મુકયો, કે તેવણ તો ઉંધે મસ્તકે 'જમીન માપવા' પડયા.

"એથી અમો સર્વેને ઘણું હસવું આવ્યું, પણ તેટલાં મેં તેને મારા બાપનાં ઘરમાંજ દાખલ થતો જોયો, કે મારી તમામ

ખુશાલી ઉડી ગઇ, સબબ કે હવે આ મસ્તી તુફાનનો નતીજો શું આવશે, તે હું સારી રવેસે જાણુતો હતો. થોડોક વખત તુલીક હું દરવાજાની પછવાડે ભરાઇ રહયો, અને તરતજ તેને મારાં ઘરમાંથી પાછો બહાર આવતો જોયો. મારો બાપ બાઆબરૂથી તેને રસ્તો દેખાડતો હતો, અને તરેહવાર રીતે તેને નમી નમીને સલામ અકરામથી માન આપતો હતો, અને તેની સોડેથી ઘણી ઘણી માફી ચાહતો હતો.

"આ બધા આદાબથી મારી ખાતરી થઇ, કે આજે બાવાજી આપણને 'કોરડા' જવા દેનાર નથી, અને હવે મને મારી બેવકુફાઇ ભરેલી અટકચાળીને માટે ઘણી પશેમાની થવા લાગી. મારાથી બન્યું, તેટલો વખત સુધી તો હું મારી છુપાવવાની જગ્યાએજ ભરાઇ રહયો, પણ આખરે ભુખ નહિજ ખમાવાથી હું મારૂં સર નિચું રાખીને શર્મીન્દો જેવો મારા બાપ આગળ આવ્યો.

"આ જોઇને ઘણાજ કરડા અવાજે તે બોલ્યો, 'ખરાબ છોકરા, તેં નેક મુકની આજે ઘણી બેઇજતી કીધી છે. અહીં આવ, કે હું તુંને તે બિચારા ઠીંગણાં શખ્સની હકીકત કહી સંભળાઉં, અને મારી ખાતરી છે, કે તે સાંભળવા પછી તું તેની વધારે મશ્કેરી કરશે નહીં."

"આપણે જાણ્યું, કે બચ્ચા મુલી, જા આજે તો તું બચ્યો! પણ તેટલામાં મારો બાપ બોલ્યો, 'પણ હું જે હકીકત કહેનાર છું, તે તારા મગજ ઉપર બરાબર ઠસી જાય, માટે તુંને ઘટતી સજા અમલમાં મારે કરવી જોઇએ.' આ સજા નેતરના ખાસા વીસ ઝપાટા હતા, અને એજ માફક જ્યારે પણ હું આગળ કાંઇ તોફાન કરતો, ત્યારે મારો બાપ એવીજ સજા મને કરતો હતો. મારો બાપ 'વધતું કે ઓછું તોળે' તેવો ન હતો, તોયે આજે તો તેણે મને હંમેશ કરતાં જરા વધારે ચમચમાવીને ઝપેટા લગાવ્યા હતા.

"વીસમો ફટકો હજી તો મારાં ખભા ઉપર ઝમઝમ થતો હતો, તેટલામાંજ મારે બાપે મને ધ્યાન દઇને તેની વાત સાંભળવાનો હુકમ કર્યો, અને પછી મુક વેહેંત્યાનું દાસ્તાન નિચે મુજબ શરૂ કીધું.

"ઠીંગુજી મુકનો બાપ, જેનું ખરૂં નામ મુકરાહ કરી હતું, તે એક વખણાયલો ઓલમા હતો, અને જો કે તે કાંઈ તવંગર ન હતો, તોયે આપણાં આ નીશ્યા શેહેરનાં લોકો તેને ઘણું માન આપતાં હતાં. હમણાં તેનો છોકરો મુક જેમ એકાંત જીંદગી ગુજારે છે, તેમજ તે પણ ગુજારતો હતો. કમનસિબે તેને તેના બેટા ઉપર બિલકુલ પ્યાર ન હતો, અને તેનો આવો બદસુરત દેખાવ જોઇને તેને શર્મ લાગતી હતી. આ ઠીંગુજી મુક ખાસો સોલ વર્ષની ઉમરનો થયો, ત્યાં સુધી તો બાવાજીના બુચાની માફક રમકડાં લઇને રમતો હતો, અને તેનો બાપ, કે જે એક ઘણો ગંભીર અને દાનેશમંદ મર્દ હતો, તે તેને હંમેશાં તેનાં છોકરવાદીપણાં અને નાદાનીને માટે ઠપકો આપતો હતો, જોકે તેણે એ બિચારા મુકને એલમ પહડાવવાની કુશી દરકાર કીધી નહીં, સબબ કે તે ધારતો હતો કે જેવો તે કદે નાહાનો છે, તેવોજ મગજે પણ ઓછો હશે.

"એક દિને જઇફ મુકરાહ પડી ગયો, અને તેથી પગ ભાંગ્યો. આ સબબને લીધે તેને તાવ આવ્યો, અને થોડાક દહાડા રીબીને તે મરી ગયો. તે પોતાની પાછળ ઠીંગુજી મુક શિવાય બીજા કોઇને મુકી ગયો ન હતો, અને તેને પણ તદન એલમ વગરનો, કે જેથી તે પોતાનું ગુજરાણ કરવાને બીલકુલ નાલાયક હતો.

"પોતાની આખી જીંદગી મુકરાહ ઓલમાએ એલમ હાંસેલ કરવામાં ગુજારી હતી, માટે તેણે દોલત મેળવવાની કશી દરકાર કીધી ન હતી, જેથી છેક મરતી વખતેજ તેનાં જાણવામાં આવ્યું, કે તે પૈસા સંબંધી ઘણી ખરાબ હાલતમાં હતો. કેટલાક સપ્ત

દિલના ખેશીઓએ મુકરાહને મોટે વ્યાજે પૈસા ધીર્યા હતા તેઓ તેના મુવા પછી તેની એવી બતંગ હાલત જાણીને તેને ઘરે આવ્યાં, અને ઠીંગુજી મુકને તેના બાપના ઘરમાંથી બહાર હાંકી કહાડી, તેનો કબજો લીધો. તોયે તેને હાંકી કહાડતી વખતે તેઓએ તેને દુન્યામાં ભટકીને દોલત મેળવવાની ભલામણ કીધી.

"મુકને કાંઇ પણ પહડાવેલું ન હોવાથી તે તદન બિએલમ હતો, એટલુંજ નહીં, પણ વળી સાથે લાગો તે અતિશય ઓલિયો હતો; તોયે કુદરતી રીતેજ ચેતી જવાની શક્તિ ધરાવતો હતો, માટે તેણે જોયું કે કુટુંબીઓની કાકલુદી કરવાથી હવે કાંઇ વળનાર નથી, માટે તે જવા તૈયાર થયો, પણ જતી વેળા તેણે પોતાના બાપનો પોશાક તેઓ પાસેથી માંગી લીધો.

"તે પોશાક ઘણોજ સાદો અને થોડો હોવાથી તેઓએ તે મુકને બક્ષેશ કર્યો, તે છતાં તેઓએ જાણે તેને કારૂનનો ખજાનો એનાયત કીધો હોય, તેવી મોટી મોટી ડીંગો મારી! બુઢો મુકરાહ કદે ઉંચો અને કદાવર હતો, અને મુક તો ઠીંગુજી હતો, માટે તેના બાપનો પોશાક તેને બિલકુલ બંધ બેસે એવો ન હતો. તેણે જભ્ભો તો લંબાઇમાંથી કાપી નાખ્યો, પણ પહોળાઇનું તે કશું કરી શકયો નહીં,! એ બેડોળ પોશાક હમણાં જે તે પેહેરી ફરે છે તેજ છે, અને તે મરતાં તુલીક પેહેરી ફરવાના તેણે કસમ લીધેલા જણાય છે, કારણકે કોઇએ તેને કોઇ પણ દહાડો બીજો કોઇ પણ પોશાક પેહેરેલો જોયો નથી.

"તેણે પોતાના કમરબંદમાં પોતાના બાપની જુની વાંકી શમશિર ખોસી, અને હાથમાં એક મોટી વાંકી લાકડી લઇ પોતાની મુસાફરીએ નિકળ્યો. પોતે દોલત મેળવવા બહાર પડયો છે, એવા વિચારથી મનમાં ખુશ થતો થોડોક વખત સુધી તો તે મજાહથી આગળ ચાલ્યા કીધો. અગર જો રસ્તામાં પડેલો કાચનો એક દાણો આફતાબમાં ચળકતો તેને દેખાતો, તો તે સંભાળથી

ઉંચકી લેતો, અને પોતાને એક ખરો આબદાર હીરો મળી ગયો છે એમ ધારતો; અથવા જો દુરથી એકાદ મસજીદનો સોનેરી ગુંબજ ચળકુતો, તો તેના દિલમાં ખુશી માઇ સમાતી ન હુતી, અને તે એમજ ધારતો કે તે કોઇ જાદુગરોનાં રહેઠાણ ઉપર આવી લાગ્યો છે. પણ તોબાહુ! આગળ જઇને જોય, તો તેમાંનું કાંઇ મળે નહીં. આ મુજબ ચાલ્યા પછી જ્યારે બદન થાકવા લાગ્યું, અને પેટમાં 'કકડો પડયો,' ત્યારે બિચારા ઠીંગુજી મુકની ખાતરી થવા લાગી, કે જે બેહેસ્ત તેવણ શોધવા નિકળ્યા હુતા, તે હુજી તેવણને મળ્યું ન હુતું!

"આ રવેસે ભુખ્યા, પ્યાસા, થાકેલા અને ઉદાસ તેણે બે દિવસો સુધી મુસાફરી કર્યા કીધી. ખોરાકમાં તે ફકત જંગલી મેવો ખાતો, તથા સખત અને સર્દ જમીન ઉપર સુતો. આસ્તે આસ્તે તે વધારે ગમગીન થવા લાગ્યો, અને તેને આયનદેહ દોલત મળશે કે નહીં, તે બાબે શકમંદ થવા લાગ્યો, તેટલામાંજ એક ટેકરીને મથાળે આવેલાં એક મોટાં શહેરની દિવાલ તેની નજરે પડી. તેના સોનેરી ઢાલવાળા બુર્જો ઉપર અર્ધા માહુતાબની રોશની દીપી રહી હુતી, અને તે ઉપર ઉડતા વાવટાઓ જોઇને ઠીંગુજી મુકને એમ લાગ્યું, કે તેઓ જાણે તેને શહેરમાં દાખલ થવાને બોલાવતા હોય.

"તે મનમાં વિચાર કરવા લાગ્યો, કે ખચિત હ્યાંથીજ તેને દોલત મળશે, અને એવી ઉમેદે થાકી ગયલો હોવા છતાં, તે ખુશીથી કુદકો મારી ઉઠયો.

"જેમ તેમ જોર ચલાવીને તે શહેર તરફ ચાલ્યો, અને તે જો કે અલબતાં ઘણું નજદીક જણાતું હુતું, તોયે પોતે થાકી ગયલો હોવાને લીધે ધીમી મુસાફરી કરતાં બીજે દીને બપોરના આખરે તે ત્યાં જઇ પોહોંચ્યો; પછી પોતાનો ઝભ્ભો સરખો કરી, પાઘડી બરાબર ગોઠવીને હિંમતથી તે શહેરમાં દાખલ થયો.

"તેણે ઘણાક મોહોલ્લાઓ અને ચોકો પસાર કીધા તોયે એક પણ દરવાજો તેણે પોતાને માટે ઉઘાડેલો જોયો નહીં. તે તો એમજ સમજતો હતો, કે ત્યાં દરેક જણ તેને પોતાને ત્યાં ખાવા પીવા અને આશાયશ લેવા જવાની બોહોંશ કરશે, પણ તેમ તો



કાંઇ બન્યું નહીં, તેથી કંટાળીને નાઉમેદીથી એક મોટાં અને ભપકાદાર મકાનની આગળ થોભ્યો, અને ભુખને લીધે તે તરફ નામુરાદ ચેહેરે જોતો હતો, તેટલાં તે ઘરની એક બારીએ એક ઇઈફ઼ ઓરત આવી, અને જાણે કાંઇ ગીત ગાતી હોય,

એવી ઢપે બોલવા લાગી. 'મારા વ્હાલાંઓ, મારી પાસે આવો. ખાઓ, પીઓ ને મઝાહ કરો. પિયાલાંઓમાં ગર્માગરમ મીઠું દુધ ને સ્વાદદાર ગોશ્ત, એ સર્વે મેં તમારે વાસ્તે તૈયાર કરી રાખ્યું છે, વાસ્તે ચાલો, મારા વ્હાલાંઓ જલદી ચાલો!'

"આ રવેસે તે બુઢી બારીએથી કોણને કહેતી હશે, તેનો અંદેશો કરતો મુક ઉભો રહ્યો, સબબ કે આસપાસ તો કોઇપણ હતું નહીં, પણ તેટલાં તો તે મકાનનો દરવાજો ઉઘડયો, અને આસપાસથી પુષ્કળ કુતરાં અને બિલાડાંઓ તે ઘરમાં દોડી ગયાં. આ જોઇને મુકને વધારે અજાયબી લાગી; થોડોક વખત તો તે ગુંચવાયા કીધો, કે તે બુઢ્ઢી ઓરતનાં ઇજનને તેણે પણ માન આપવું કે નહીં, કારણ કે તેણીનો ચીમળાયલો અને ઝર્દ થઇ ગયલો ચેહેરો જોઇને મુકને દેહેશત લાગતી હતી. તોયે ભુખથી તે ઘણો હેરાન હોવાને લીધે હિમ્મત પકડીને તે પણ અંદર દાખલ થયો. તેની આગળ આગળ બે ત્રણ બિલાડીનાં બચ્ચાંઓ ચહડતાં હતાં, અને તેઓની પછવાડે ભુખ્યો ઠીંગુજી મુક ચહડતો હતો.

"દાદરને છેક મથાળે જ્યારે તે આવી લાગ્યો, ત્યારે તે બુઢ્ઢીએ તેને અટકાવ્યો, અને ઘણીજ તોછડાઇથી તેનાં ત્યાં આવવાનો સબબ પુછયો.

"મુક—શું તમોએ હમણાં સર્વે જણાંને તમારે ત્યાં જમવા નહીં બોલાવ્યાં? હું પણ આજ ત્રણ દિવસનો ભુખ્યો છું, માટે હું પણ દાખલ થયો છું.

"બુઢી—પણ બેવકુફ ઠીંગણા ગધ્ધા! શું તું જોતો નથી, કે મેં તો મારાં વાહાલાં કૂતરાં બિલાડાંઓને જમવા બોલાવ્યાં છે તે? તેઓજ મારાં દોસ્તો છે, આદમજાત નહીં!

"મુક—પણ હું ઘણો ભુખ્યો થયો છું, અને મારૂં કદબી એટલું નાહાનું છે, કે હું એક બિલાડીથી વધારે ખાઇશ નહીં.

"આ સાંભળી તે બુઢી ઓરતને રેહેમ આવી, અને તેને પણ બે મોટા બિલાડાઓની વચ્ચે મેજ ઉપર જમવા બેસાડયો, કે જે બંને બિલાડાઓ ખાઇ ખાઇને ખુબ જાડા બનેલા હતા, અને આ નવા પરોણા ગમ બાડે ડોળે જોઇને થોડે થોડે વારે ગુર્યા કરતા હતા.

"જ્યારે મુક પેટ પુરતું જમી રહયો, ત્યારે તે બુઢી ડોસી બોલી, 'ઠીંગણા મુક તમો મારે ત્યાં નોકરી રેહેશો? તમોને કાંઇ ઝાઝું કામ કરવું પડશે નહીં, અને ખાવાનું પુરતું ને સારૂં મળશે.'

'મુક કે જે ખાઇ પીને હવે આસુદો બન્યો હતો તેણે ઘણી ખુશીથી આ માંગણી કબુલ કીધી, અને તરતજ તે ડોસી કે જેણીનું નામ બાનુ **આહાવઝી** કરી થતું, તેણીની નોકરીમાં તે રહ્યો.

"ખચિતજ મુકને ઘણું થોડું કામ કરવાનું હતું, પણ તે બહુ અજાયબ જેવું હતું. અઠવાડિયાંના ચોકસ દિવસો ઉપર આસપાસનાં તમામ કુતરાં બિલાડાંને બાનુ **આહાવઝી** મિજબાની આપતી હતી, પણ તે ઉપરાંત તેણીનાં પોતાનાં ઘરમાં તેણીનાં ૬૭ બિલાડાં હતાં, કે જેઓની તેણી ખાસ સંભાળ લેતી હતી. આ જાનવરોને માટે તેણીએ મુકને નોકરીએ રાખ્યો હતો. દરરોજ સવારના તેઓને નહવાડી, બાલ હોલી, તેઓનાં બદન ઉપર ખુશબોદાર તેલો ચોપડવું, એ તેનું નેમેલું કામ હતું. વળી જો તેની બાઇ બહાર ગઇ હોય, તો તેઓને ખવાડવા પીવાડવાની સર્વે ગોઠવણ કરવાનું, તથા સાંજને છેડે તેઓને મખમલની ઓઢણીઓમાં લપેટીને સુંદર રેશમી તકીયાઓ ઉપર સુવાડવાનું પણ તેનું કામ હતું.

"વળી કેટલાંક નાહાનાં કુતરાંઓની સંભાળ તેને લેવી પડતી હતી, પણ બિલાડાંઓ જેટલી સંભાળ તેઓની લેવાની ન હતી.

જેવી રીતે પોતાનાં ઘરમાં તે એકાંત રેહેતો હતો, તેવીજ રીતે હ્યાં પણ તેને રેહેવાનું હતું, સબબ કે આખો દિવસ તેની બાઇ શિવાય તેણીને ત્યાં તેને કુતરાં બિલાડાં વગર બીજાં કોઇ સાથે પણ મેલાપ થતો નહુતો.

"થોડુંક સુધી તો તેને આ જીંદગી પસંદ આવી, કારણ કે તેને ઘણું સરખું ખાવાનું મળતું હતું, અને વળી તે બુઢી ઓરત તેનેથી ખુશ થયલી જણાતી હતી, પણ આ તેનું સુખ ઝાઝો વખત વધારે ટકી શકયું નહીં; બિલાડાંઓ દિન પર દિન વધારે તુફાની થતાં ગયાં, અને બિચારા ઠીંગુજી મુકને નાહેકના ઠપકામાં લાવવા લાગ્યાં. જ્યારે તે બુઢી આહુાવઝી બહાર જતી, ત્યારે તેઓ સઘળાં ઓરડામાં દિવાનાં જાનવરોની મુવાફેક અહીં તહીં ગમે ત્યાં ખુબ દોડતાં, એક બીજાં સાથે ગેલ કરતાં, અને તેમ કરતાં જે ચીજો તેઓના સપાટામાં આવતી, તે પડીને ભાંગી જતી. આ મુજબ તેઓએ ઘણાંક કિમતી કુલદાનોનો ઘાણ કાહાડી નાંખ્યો. જેવાં તેઓ પોતાની શેઠાણીનાં પગલાં સાંભળતાં, કે લાગલાં દોડીને પોતાના બિછાનાઓમાં જાણે કશું જાણતાંજ ન હોય, એમ ભરાઇને એવાં તો ચુપ થઇ સુઇ જતાં, કે સઘળી ખરાબીનો વાંક બિચારા મુકનેજ માથે આવતો હતો.

"તે બિચારો ખરો સબબ જણાવતો, પણ બુઢી તે માનતી ન હતી; અને જો ફરીથી તેવો બનાવ બને, તે તેને સજા કરવાની ધમકીઓ આપતી હતી.

"એથી કંટાળીને તેણે બાનુ આહુાવઝીની નોકરી છોડવાનો મનસુબો કર્યો. પોતાની પહેલી મુસાફરી વખતે પૈસા વગર તેને બહુ તંગી પડી હતી, તે ધ્યાનમાં રાખીને તેણે પોતાનો પગાર, કે જે તેને કબુલવામાં આવ્યો હતો, પણ આજ તુલીક મળ્યો ન હતો, તે કેવી રીતે મેળવવો, તેના અંદેશામાં પડયો.

"આ મકાનમાં એક ભેદભરેલો ઓરડો હતો, કે જે **આહાવઝી** ડોસી હંમેશાં તકેદારીથી બંધનો બંધ રાખતી હતી. આ ઓરડામાં કાંઈ અવાજ આવતો મુકે વારંવાર સાંભળ્યો હતો, અને તેથી તેની ખાતરી હતી, કે ત્યાં પોતાની બાઇ તેણીનો ખજાનો સંઘરી રાખતી હતી, માટે તે ઓરડામાં કેવી રીતે દાખલ થવું, તેના તે વિચારમાં હતો.

"એક દીને બામદાદમાં જ્યારે તેની બાઇ બહાર ગયેલી હતી, ત્યારે કુતરાઓ માંહેલો એક નહાનો કુતરો, કે જેની ઉપર તેની બાઇની ઝાઝી મેહેરબાની ન હતી, પણ જેને મુક ઘણો ચહાતો હતો, તેણે આવીને મુકનો પાયજામો પોતાના દાંતમાં પકડીને તેને પોતાની પાછળ આવવાની ઇસારત કરવા લાગ્યો. મુક તેની મતલબ સમજતો હોવાથી તેની સાથે ગયો. કુતરો તેને બુઢી આહાવઝીના સુવાના ઓરડામાં લઇ ગયો, અને ત્યાં આસ-પાસ ફ્રીને સુંઘવા, તથા પોતાના પગો વડે ખોદવા લાગ્યો. પછી આખરે એક દરવાજા રોકા ચોકઠાં આગળ આવીને તે ઉભો રહયો અને મુક તરફ જોવા તથા ભોંસવા લાગ્યો. મુકે તે ચોકઠાં ઉપર હાથ ઠોકયો, તો તે જગ્યા પોકળ હોય એવો અવાજ આવવા લાગ્યો. તેને તે જડી લીધેલો એક દરવાજો જેવો જણાયો, પણ તે કેવી રીતે ઉઘાડવો, તેના અંદેશામાં તે પડયો. ત્યાં કળ જેવું કાંઇ જણાયું નહીં, પણ તે ચોકઠાં ઉપર વચ્ચોવચમાં ખીલાઓ ઠોકીને ઉડતા સાંપ જેવો એક આકાર બનાવેલો હતો, તે તરફ તે કુતરો જોયા કરતો હતો. મુકે પોતાનો હાથ તે આકાર ઉપર ફેરવ્યો, તો તેમાંનો એક ખિલો નિકળી આવ્યો, અને પેલો દર-વાજો ઉઘડી ગયો. અંદર જોતાં તેની ઘણી અજાયબી વચ્ચે તેની નજરે તેજ ઓરડો પડયો, કે જેની શોધમાં તે હતો.

"તે ઓરડાનો દેખાવ ઘણો તાજુબી ભરેલો હતો. તેમાં હજારો તરેહવાર ચીજો મુકેલી હતી; દેશે દેશનાં, અને કંઇક જમાના-

ઓના પોશાકો, મસાલો ભરી જાળવી રાખેલાં જાતજાતનાં પંખેરાંઓ, થાંભાંઓ ઉપર વિંટળાયલા સાપો, શિંગડાંઓ, આદમો અને હયવાનોનાં હાડપિંજરો, વગેરે નવાઇની ચીજો ત્યાં મુકેલી હતી. મુક આ સર્વે જોઇને છક્ક થઇ ગયો. તે એક ચીજ આગળથી બીજી, અને બીજી આગળથી ત્રીજી પાસે જઇ ને દરેકને એક બચ્ચાંની મુવાફેક અજાયબીથી પોતાનો હાથ લગાડીને તપાસી જોવા લાગ્યો.

"કાચનાં એક અતિ ઘણાં મોટાં ફુલદાને તેનું વધારે ધ્યાન ખેંચ્યું, તે તેને ફેરવી ફેરવીને જોવા લાગ્યો, પણ તેટલાંજ તેણે કાંઇ અવાજ થયલો સાંભળ્યો. આથી તે ચોંક્યો, કે તે ફુલદાન તેના હાથમાંથી પડી ગયું, અને ભાંગીને ચુરેચુરો થઇ ગયું.

"અવાજ માત્ર ખોટો હતો, તે છતાં મુકે વધારે વખત ત્યાં થોભવાનું દરોસ્ત ધાર્યું નહીં. તોએ પૈસાની ગર્ઝ સારે, અને પોતાની સાથે ઉંચકી લઇ જઇ શકાય એવી કોઇ ચીજ તે શોધવા લાગ્યો.



"શોધતાં શોધતાં તેની નજર અસલવારેના ઢબની સપાટની એક જોડ ઉપર પડી, કે તેનાં કદ ઉપરથી કોઇ દેવના પગને માટે બનાવેલી હોય, એવી દેખાતી હતી. સબબ કે મુક જો પોતાના

બન્ને પગો અંદર ખોસે તોયે મોટી પડે, એવી તે હતી. આ સપાટો તેને ઘણી પસંદ આવી, અને તેણે વિચાર્યું, કે પહેરી ફરવાથી તે ઉમ્મરે પુગેલા શખ્સ જેવો લાગશે.

"વળી એક સુંદર નાહાની વાંસની લાકડી તેણે જોઇ, કે જેના હાથા ઉપર સિંહનું ડોકું કોતરેલું હતું. મુકને લાગ્યું, કે આ બન્ને ચીઝો **આહાવઝીને** કશાં પણ કામમાં આવે એવી નથી, પણ તેને પોતાને તે ઘણી ઉપયોગી છે, એમ ધારીને તે પોતાની સાથે લીધી, અને પછી બીજું કાંઇ પણ જોવા વગર તે ઓરડો છોડી ગયો, ત્યાંસુધી જરાપણ થોભ્યો નહીં.

"તેની આખી જીંદગીમાં વેહેંત્યો મુક કદી પણ એટલે લાંબે તફાવતે, અને એટલો ઉતાવળે દોડયો ન હશે. તેણે ઉભું રહેવાની ઘણી પણ કોશેષ કીધી, અને ઘણો થાકી ગયો, પણ તેનેથી થોભી શકાયું નહીં. તેને લાગ્યું કે કોઇ જાદુઇ અસર તેની ઉપર થઇ છે, અને તે આ સપાટો પહેરવાને લીધે છે, માટે 'ઉભી રેહે! થોભ! આસ્તે દોડ!' વગેરે પોકારો તેણે કરવા માંડયા, કે તરતજ સપાટો ઉભી રહી ગઇ, અને મુક થાકને મારે જમીન ઉપર પડયો, અને ત્યાંજ ઉંઘી ગયો. તેણે ખાબમાં બુઢી **આહાવઝીનાં** તેજ નાહાના કુતરાને પોતાની સામે ઉભેલો જોયો, અને વળી તેને બોલતો સાંભળ્યો, કે 'પ્યારા મુક, તમોને તમારી આ સુંદર સપાટોના અર્ધા ઉપયોગની પણ હજી ખબર નથી. જ્યારે તમો તે પેહેરીને એડી ઉપર ઉભા રહી ત્રણ વખત ચકરી ખાશો, ત્યારે તમો હવામાં અધર ઉડશો, અને હરકોઇ જગ્યાએ જવા ચાહાશો, ત્યાં તરત જઇ પોહોંચશો. વળી જે નાહાની લાકડી તમો લઇ ગયા છો, તે યાકુબની જાદુઇ લાકડી છે, અને તેની મદદથી તમો જમીનમાં દટાયલો ખજાનો શોધી કહાડી શકશો; સબબ કે જ્યાં સોનું હશે. ત્યાં તે લાકડી પોતાની મેળે

જમીન ઉપર ત્રણ વખત અને, જ્યાં રૂપું ડટાયલું હશે ત્યાં બે વખત ઠોકાશે.'

"આ મુજબ મુકે ખાબ જોવા પછી જ્યારે તે બીદાર થયો, ત્યારે પોતાની સપાટનું જાદુઇ ઝોર અજમાવવાની તેની મરજી થઇ, માટે પોતાનો એક પગ હવામાં ઉંચકી, બીજો પગ એડી ઉપર ફેરવ્યો. પણ એવડી મોટી સપાટ પેહેરીને, જો કોઇ પણ આ મુવાફેક અજમાવશે, તો તેને જણાશે, કે તેમ કરતાં લગાર અગવડ પડે છે, અને તેમજ મુકને પણ થયું, અને તે પેહેલાં તો હાર્યો.

"તે એ મુજબ ઉડવાની કોશેશ કરતાં મોટી સપાટને લીધે ત્રણ વખત જમીન ઉપર તુટી પડયો, પણ હિંમત હાર્યો નહીં, અને કોશેશ જારી રાખી, કે એક વખત ભમરડાની પેઠે તેણે ત્રણ ચકરી ખાધી, અને પછી તેણે ત્યાંથી પાસેના બીજાં શાહેરમાં જવાને ચાહ્યું, કે તરત તે હવામાં ખાસો અધર ઉડવા લાગ્યો, અને હજીતો વિચાર કરે છે, તેટલામાંજ તે પાસેનાં શાહેરના એક મોટા ચોકમાં જઇ ઉતર્યો, કે જે ચોકની વચ્ચે એક ગંજાવર મહેલ આવેલો હતો. તેણે ત્યાં ખબર કહાડી, તો તરત જણાયું, કે તે મહેલ તો ખુદ બાદશાહનોજ હતો.

"મુકના કબજામાં હવે બે અતિ કીમતી તલેસમો આવ્યાં હતાં ખરાં, પણ તેની પાસે એક પણ સિકકો ન હતો, કે જેનું તે કાંઇ વેચાતું લઇને ખાય. છુપાયલો ખજાનો શોધી કહાડે એવી એક લાકડી તેની પાસે હતી, એ તો ખરૂં, પણ અવ્વલતો કોઈ એવી જગ્યાએ તેણે જવું જોઇએ, કે જ્યાં ખજાનો ડાટેલો હોય. ઉડતી સપાટ તો ઘણી કામની હતી, પણ તે પહેરીને વગર મતલબે ઉડ્યા કરવાથી કાંઇ તેનું પેટ ભરાય નહીં. હજીતો તે એવા વિચારમાં ઉભેલો હતો, તેટલામાંજ બાદશાહનો એક પયગામચી પોતાની

સવારીથી થાકી ગયેલો, અને ધુળથી ભરાઇ ગયેલો મહેલમાં દાખલ થયો.

"મુકને અગાઉથીજ ખબર હતી, કે આ બાદશાહી કાસદોને સારો પગાર, અને ઉંચો ખોરાક આપવામાં આવે છે, માટે તેણે પણ એક પયગામચી થવાનો મનસુબો કર્યો, કેમકે તે પોતાની સપાટોનાં જાદુઇ જોરે બીજા તમામ પયગામચીઓ કરતાં ઘણી ઉતાવળે પોતાનું કામ કરી તે સર્વેને મહાત કરી શકશે, એવી તેની ખાતરી હતી.



"એવા વિચારથી તે લાગલો મેહેલ તરફ ચાલ્યો, અને બાદશાહી ખાનસામા બાબે ખબર કાહાડી. તેને તેની નજદીક જ્યારે લઇ જવામાં આવ્યો, ત્યારે તેણે પોતે શા સબબ માટે ત્યાં

આવ્યો હતો, તે તેને જણાવ્યું, જે સાંભળી તથા ઠીંગુજી મુકનું બહુ નાહાનું કદ જોઇ તે પેટ પકડીને હસવા લાગ્યો. એવા એક ઠીંગણા શખસે, એવી એક અગત્યની નોકરી મેળવવાની બેવકુફાઇ કીધી, તે માટે મેહેલના તે વડા કારભારીને ઘણી રમુજ પડી.

"કારભારી—શું, તું એક પયગામચી છે?

"મુક—હા, હું જાણીતા બોલમા મુકશાહનો બેટો મુક, કે જેને લોકો 'વેહેંત્યાં મુક'ને નામે પિછાણે છે, તે છું. પણ નામદાર શાહની દરબારનાં સૌથી ચુનંદા પયગામચીને મહાત કરવાનું જોર ધરાઉં છું.

"ખાનસામાને તેનો એક બોલ માન્યો નહીં, અને ધાર્યું કે આ શખસ કોઇ મશ્કરો છે, માટે જો બાદશાહની હજુરમાં એને લઇ જઇશ, તો એનેથી તે નામદારને ગમત મળશે. એમ ધારી તે બોલ્યો, 'બહુ સારૂ, હું તને નોકરીએ રાખું છું. જા, નીચે બાવરચીખાનામાં જઇને પેહેલાં ખાણું લે, ને પછી તારી હુશિયારી નામવર શાહને દેખાડવાને તૈયાર થઇ રેહે. પણ જોજે, તેમાં જો જરાપણ કાંઇ ગફલતી થઇ, તો તારા બન્ને કાનો કાપી લેવામાં આવશે, તે જાણજે!'

"મુકને બે વખત કહેવાની કાંઇ જરૂરજ ન હતી, તે તરતજ એક ગુલામની સાથે બાવરચીખાનામાં ગયો, કે જ્યાં તે ગુલામના કહેવાથી મુકને દિલપસંદ ખાણું આપવામાં આવ્યું.

"કલાકેક પછી મહેલની સામે આવેલી લીલોત્રીવાળી એક સપાટ જગ્યા ઉપર તેની તપાસ કરવા માટે તેને લઇ જવામાં આવ્યો.

"જ્યારે મુક પહેલવહેલો મહેલમાં ગયો હતો, ત્યારે દરબારમાં રમતગમતનાં કાંઇપણ સાધણો ન હોવાથી ઘણું કંટાળાભરેલું લાગતું હતું. બાદશાહનો ચીનચીલા નામનો માનિતો વાંદરો બદહજમી થવાથી મરી ગયો હતો; વળી તે નામદારના

ખુબસુરત કાકાકૌવાનાં પીછ, વગેરે ;ખરી પડયાં હતાં, અને તે પણ ઝુરતો હતો; સોનેરી માછલીઓ હતી, પણ ઘણો વખત તુલીક તેઓની મઝાહ જોયા કરવાથી શાહ પોતે પણ કંટાળી



ગયો હતો, તેટલા માટે જ્યારે તે નામદારને ખબર કરવામાં આવી, કે એક ઠીંગુજી તે નામવરનાં સર્વેથી વધારે ઝડફી કદ-મના લાંબટાંગિયા પયગામચી સાથે હરિફાઇ કરવા આવ્યો છે, ત્યારે તે ઘણો ખુશ થયો.

"જ્યારે મુકને દરબારમાં તે નામવરની હુજુરમાં લઇ આવ્યા, ત્યારે તેનું ઠીંગણું કદ, તથા મોટું માથું જોઇ, અને વળી તે સાથે તેને જમણી તથા ડાબી ગમ સર્વે જણાને નમીને સલામ કરતો

જોઇ, તમામ દરબાર હસવા પડી ગઇ. પણ આપણો આ દોસ્ત તેઓનાં હસવાથી જરા પણ નાહિમત થયો નહીં, અને પોતાના લાંબટાંગિયા હરિફની બાજુમાં મગરૂરીથી જઇ ઉભો.

"નામવર બાદશાહજાદી આમરઝાએ પોતાના પંખાથી સરત શરૂ કરવાની એશારત કીધી, કે બંને પયગામચીઓ કમાનમાંથી છુટેલા બે તીરોની માફક દોડયા. પણ મુકના પગમાં પેલી જાદુઇ સપાટો હોવાને લીધે તે આવી પહોંચવાની જગ્યાએ જરા પણ થાક વગર પહેલો આવી ઉભો, અને ત્યાર પછી ઘણે લાંબે વખતે તેનો હરિફ થાકીને લુસ થઇ ગયલો હાંફતો હાંફતો આવ્યો.

"આ જોઇ તમાશગીરો થોડોક વખત સુધી હયરતથી દંગ થઇ ગયા, પણ જ્યારે નામવર બાદશાહે પોતે તેને શાબાશી આપી, ત્યારે દરેક જણે 'શાબાશ, વેહેંત્યાં મુક! તમામ પયગામચીઓના શાહજાદા, ઠીંગુજી મુક, શાબાશ!' વગેરે પોકારથી તેને વધાવી લીધો.

"આ વખત પછીથી મુકને દરબારના ખાસ પયગામચીની પદવી મળી, અને શાહના તમામ પયગામો ઘણી ઝડપ, હુશિયારી અને નિમકહલાલીથી બજાવવાને સબબે દિન ઉગતે શાહની મહેરબાની મુક ઉપર વધતી ગઇ. પણ જેમ હંમેશાં બને છે, તેમ આ મુજબ તેની ઉપર વધતી જતી મેહેરબાનીને લીધે, બીજા નોકરો તેની હસદ કરવા લાગ્યા, અને તેઓ હર પ્રકારે પોતાની તેની તરફની નાખુશી બતલાવવા લાગ્યા.

"આ જોઇ મુકને દિલગીરી લાગી. તેનો ખવાસ ઘણો રેહેમવંત અને ઉદાર હોવાથી બીજાઓને પોતા તરફ ધિક્કાઃરથી જોતા જોઇને તેને ઘણો બળાપો થવા લાગ્યો.

"'અગર જો હું તેઓની કોઇ રવેશે ખિદમત બજાવીશ, તો તેઓ મારી તરફ માયાળુ રહેશે,' એમ મુક વેહેંત્યાનાં મનમાં આવ્યું.

"તરતજ તેને તેની નાહાની જાદુઇ લાકડી યાદ આવી. તે પોતે મનમાં વિચારવા લાગ્યો, 'મને કાંઇ મારે વાસ્તે ખજાનો જોઇતો નથી. નામવર બાદશાહની મારી ઉપરની મહેરબાનીજ મારે વાસ્તે બસ છે. પણ જો હું થોડુંક સોનું શોધી કાહાડવામાં ફત્તેહ પામું, તો હું તે મારા રફિકોને વહેંચી આપું, કે જેથી પછી તેઓ મારી તરફ મેહેરબાનીની નજરથી જોય.'

"તે વખત પછીથી તે કદી પણ પોતાની નાહાની જાદુઇ લાકડી વગર બહાર જતો ન હતો, એવા વિચારથી કે કેથેને કેથેબી જો ખજાનો હશે, તો તે જણાઇ આવશે.

"એક દિને બાદશાહના બગિચામાં ઘણો દુર એક એકાંત જગ્યાએ તે ફરતો હતો, તેટલામાં તેને લાગ્યું, કે તેની લાકડી જમીન ઉપર ત્રણ વખત અફડાઇ, એથી ખુશી થઇને તેણે પોતાની કટાર કાહાડી તે જગ્યા ઉપર નિશાની કીધી.

"જ્યારે રાત પડી, ત્યારે તે એક કોદાળી અને ફાનસ લઇને પોતાના ખજાનાની શોધમાં નિકળ્યો. મુક તો તે ઘણી આશાનીથી ખોદી કાહાડવાની ઉમેદમાં હતો, પણ તેમાં તે નામુરાદ થયો, સબબ કે તેના હાથો નહાના અને કમજોર હતા, ને કોદાળી ઘણી ભારી હતી, માટે લગભગ ત્રણ કલાક સુધી મેહેનત કરવા પછી તે ફકત બે ફીટ જેટલું ઉંડું ખોદી શકયો. પણ આખરે તેની કોદાળી કાંઇ કઠણ ચીઝ સાથે અથડીને તેમાંથી ધાતુના જેવો અવાજ થયો, અને તપાસીને જોયું, તો તે મોંહ સુધી તમામ સોનાના સીક્કાઓથી ભરેલું એક વાસણ હતું, કે જે સીક્કાઓ ઉપર છેલ્લાં રાજ્યનાં સાલની મહોર પાડેલી હતી.

"આ વાસણ એટલું તો ભારે હતું, કે મુકથી તે જરા હાલી પણ શકાયું નહીં, તો તે ખસેડી તો કયાંથીજ શકાય! માટે મુકે તેમાંથી સીક્કાઓ લઇ પોતાનાં ખીસાંઓ ભરવામાંજ ડહાપણ વિચાર્યું, જેમ કરીને તેણે સંભાળથી તે ખોદેલા ખાડા

ઉપર પાછું મ્હોડું અળગું નાખી, પોતાના ઓરડામાં ગયો. તે હવે મલકાવા લાગ્યો, કે આટલા બધા સોનાના સીક્કાઓ મળવાથી હુવે તે જોઇએ એટલા જાની દોસ્તો મેળવી શકશે. નેક બિચારો વેહેંત્યો મુક! આ તેના વિચારો ઉપરથી જણાયું, કે તેને દુન્યાંનો કશો અનુભવ ન હતો, નહીં તો તે કદી વિચાર પણ કરતે નહીં, કે સોનાથી સાચા દોસ્તો મેળવી શકાય છે. બહેતર તો એ હતું, કે તેણે પોતાના ખીસાંઓ ભરી ત્યાંથી ચાલતી પકડવી હતી.

"આગળ તો સર્વે જણા બાદશાહની તેની ઉપરની ઘણી મહેરબાની જોઇને ફક્ત હુસદજ કરતા હતા, પણ હુવે તો તેઓ તેને ધિક્કારવા, ગાળો દેવા અને તેની ઉપર ખોટાં તોહુમતો મુકવા લાગ્યા.

"શાહ બાવરચી, કે જેનું નામ **અહ્લી** કરી હતું, તે કહેતો કે 'મુક તો ખોટા સિક્કા પાડે છે;' તો ગુલામોનો વડો **અશમત** કહેતો, કે 'મને લાગે છે, કે એણે કોઇની ચોરી કરી છે?' વળી **અરઝશ** ખજાનચી, કે જે મુકનો સૌથી કટ્ટો દુશ્મન હતો, અને જે પોતે ખુદ શાહના ખજાનામાં લુટ ચલાવતો હતો, તે કહેતો, કે 'ખચિત એણે આપણા નામવર બાદશાહની ચોરી કીધેલી લાગે છે.'

"દુન્યાનો કાયદો છે, કે જો કોઇની ઉપર ખરૂં કે ખોટું ચોરીનું તોહુમત મુકવામાં આવે છે, તો તેની આબરૂને નુકસાન પહોંચવા વગર રહેતું નથી. તેવીજ રીતે બિચારા મુકની બાબતમાં પણ બન્યું. તેના તમામ દુશ્મનોની એક ટોળી થઇ ગઇ, અને તેને કેવી રીતે ખરાબ કરવો, તે બાબે તેઓએ મસલત ચલાવી, અને તેમાં થયલા ઠરાવ મુજબ એક દિને **કૉરશુઝ**, કે જે ખુદ નામવર પાદશાહનો શરાબદાર હતો તે ઘણા દિલગીર ચહેરા સાથે તે નામદારની હઝુરમાં આવ્યો. કેટલોક વખત સુધી તો શાહે તે

બાબે તેને કશો સવાલ કર્યો નહીં, પણ આખરે અધિરાઇ થવાથી તેણે તેની દિલગીરીનો સબબ પુછયો.

"ફૅારશુઝ—અફસોસ, નામવર જહાંપનાહ! તમો ગરીબ-પરવરની મુજ બંદા ઉપરની હુંમેશની મહેરબાની કમ થયલી જોઇ હું દર્દમંદ છું.

"શાહ—એટલે? ફૅારશુઝ, હું તારા બોલવાની મતલબ સમજી શકતો નથી. મારી મહેરબાનીનો આફતાબ તારી ઉપર ઝળકતો કયારથી બંધ થયેલો તું કહે છે?

"આ સાંભળી તે જામીએ શાહનાં કદમને બોસો દીધો, અને પછી પોતે તે નામવરનો કેટલોક નિમકહલાલ હઝુરિયો હોય, એવાં ડોળથી તેણે શાહને મુક બાબે જણાવ્યું, અને બોલ્યો, 'નામવર શાહ, મુક પાસે અખુટ ખજાનો આવ્યો હોય એવી રીતે તે વેરે છે. એ ઉપરથી જણાય છે, કે તમો નામદારે તેને આપના ખજાનાનો ગમે તેમ છુટથી ઉપયોગ કરવાની રજા આપેલી હોવી જોઇએ. અગર નહીં તો તે તમો જહાંપનાહને નામના ખોટા સિક્કાઓ પાડતો હોવો જોઇએ. અગર તેમબી નહીં, તો ખજાનામાંથી ચોક્કસ ચોરી કરતો હોવો જોઇએ. ગમે તેમ હોય, પણ તમો નામદારના તમામ નિમકહલાલ નોકરોની ખાસ આર્ઝુથી તે બાબે તમો માનવંત સાહેબને ચેતાવવાની હું જરૂર જોઉ છું.'

"અલબતાં આ સાંભળી શાહ ચોંકયો, અને મુક ઉપર તેને શક આવ્યો, તેટલા માટે તેણે તેની પાસે એ તમામ ખજાનો ક્યાંથી આવે છે, તે શોધી કહાડવા માટે છુપા જાસુસો રાખવાનો હુકમ કર્યો.

"મુક બિચારો આ સર્વે હકિકતથી નાવાકેફ હતો. તેની પાસેના સીક્કાઓ મોટી મોટી બક્ષેશો કરતાં ખલાસ થઇ ગયા હતા, અને કોઇ તેની હાલચાલ ઉપર શક લાવતું નથી, એવા

વિચારથી તેણે તેજ દિને સાંજે છુપી રીતે પોતાના ખજાનામાંથી થોડોક વધારે લાવવાનો મનસુબો કર્યો. તે બિચારાને થોડીજ ખબર હતી, કે જે લોકો વચ્ચે તે નાણું વહેંચી આપનાર હતો, તેઓજ તેના મુદ્દઇઓ થઇ તેના જાસુસો બન્યા હતા, માટે જેવો પાછો ખાડો ખોદીને પેલાં વાસણનું ઢાંકણું ઉઘાડી તેમાંથી સોનાના સિક્કાઓના તે મુઠ્ઠાઓ ભરવા જતો હતો, તેટલાં કોઇએ તેનો હાથ પકડયો અને પોકારી ઉઠયો 'આહ! હવે સજ્જડ તમો સપડાયા!' આ બોલનાર કોઇજ નહીં, પણ અરશાઝ હતો, કે જેની પછવાડે બીજાઓ પણ બહાર નિકળી આવ્યા.

"તેઓએ વેહેંત્યા મુકના મુશ્કા બાંધ્યા, અને તરતજ તેને શાહની હઝુરમાં લઇ ગયા. નામવર શાહને ખાબમાંથી આ મુજબ બીદાર કર્યામાં આવવાને લીધે, તેનો મિઝાજ ગયેલો હતો, માટે મુક તરફ તે ગુસ્સાથી જોવા લાગ્યો. વળી પેલું વાસણ, કે જે સોનાના સિક્કાઓથી ભરેલું હતું, તે તથા કમનસીબ મુકની કોદાળી પણ લાવીને તે નામદારની સામે હાજર કરવામાં આવ્યાં. ખજાનચીએ સોગંદ ખાઇને જણાવ્યું, કે 'બાગના એક એકાંત ભાગમાં સોનું ડાટતાં મેં મુકને પકડયો હતો.'

"મુક—બિલકુલ ખોટી વાત છે, હું કાંઇ તે ડાટતો ન હતો, હું તો તે ખોદી કહાડતો હતો. તે ખજાનો મને કોઇ એતેફાકથી જડયો હતો.

"દરેક જણ તે વાત તદન ગલત છે, એમ બડબડવા લાગ્યો, અને તે સાંભળીને બાદશાહનો ગુસ્સો વધારે ઉશ્કેરાયો, અને બુમ પાડી ઉઠયો, 'અલ્લાહ—અલ્લાહ! કંગાળ કુતરા! શું તું તારા શાહની ચોરી કરીને વળી તેને ઠગવાની કોશેશ કરે છે? તું તે ડાટતો હતો કે ખોદી કહાડતો હતો, ગમે તે હોય, તોયે જે ખજાનો તારો ન હતો, તેને વેહેંચી આપવાની તને શું સત્તા હતી? પણ ઉભો રેહે. અરશાઝ, શું આપણા ખજાનામાંથી મોટી

રકમના સોનાના સિક્કાઓ ગેબ થઇ જાય છે, એમ તુંને નથી જણાયું ?'

"અરશાઝ—હા, નામવર જણાયું છે, અને ચોર તો કેથો આ નાહાનો બદમાશ દેખું !

"ખજાનચીનું આવું પાક બેહયાઇભરેલું જુહું સાંભળવા પછી શાહે ફાંસીનું લાકડું ઉભું કરવાનો, અને તે ઉપર બીજી સવારે બદબખ્ત બિચારા મુફને લટકાવી દેવાનો હુકમ કર્યો. આ રવેશે પકડયા આગમચ તો મુફે પાદશાહને પોતાના ખાનગી તલેસમ બાબે જણાવવાનું દરૂસ્ત ધાર્યું ન હતું, એવી બિહિકથી કે તે જાદુઇ લાકડી તેની પાસેથી છિણવી લેશે, પણ હવે જ્યારે તેણે પોતાને આ સજા થયલી સાંભળી, અને જોયું, કે હાથપગે બેડીઓ ઘાલેલી હોવાથી તે ઉડી શકશે નહીં, ત્યારે નાચારીએ પોતાની પાસેના બે તલેસમોમાંનો એક બાદશાહને આપીને પોતાની જીંદગી તથા બાકીનો એક તલેસમ બચાવવાનું તેણે દુરસ્ત ધાર્યું, અને તેથી તરતજ બાદશાહના પગ આગળ પડીને તે નામવર સાથે કાંઇ ખાનગી ગોફ્તેગુ કરવાની રજા માંગી. તે મળતાંજ તે આંખોમાં આંસુ લાવીને બોલ્યો, 'દબદબાવાળા શાહ ! ખરી વાત છે, કે મારો દેખાવ મને કોઇ રીતે યારી આપે એવો નથી, પણ જો માત્ર એક મારૂં સાંભળશો, તો આપ નામવરની ખાતરી થશે, કે બીજા ઠગારાઓ જેવો હું આપનો નોકર નથી. બસ, જો આપ ગરીબપરવર આપના બાદશાહી કોલ મારી જીંદગી બચાવવાનો મને આપો, તો હું આપને એક છુપી બાબદ જણાવીશ, કે જેથી તમો નામદાર ખલીફ હારૂન-અલ-રશીદના કરતાં પણ વધારે દોલતમંદ થશો.'

"બાદશાહને આ વાતથી ખુશી ઉપજી, કેમકે તેની 'તીજોરીનું તળિયું આવવા માંડયું હતું. માટે જો તેને તે ખાનગી વાત

જણાવે, તો તેની જીંદગી બચાવવાનો બાદશાહી કોલ તેણે મુકને આપ્યો. તરતજ મુકે પોતાની જાદુઇ લાકડી તે નામવરની હજુરમાં રજુ કીધી, અને તેનો તમામ ભેદ બાદશાહને કહી સમજાવ્યો, અને કહ્યું, 'હવે, ઓ મારા પાદશાહ! આપ નામવરના નિમક-હલાલ નોકરની એક વધુ અરજ છે, તે ઉમેદ છે, કે કબુલ રાખશો. દરબારની ખટપટી જીંદગીની તમારા બંદાને પુરતી અજમાયશ થઇ છે, અને તેટલા માટે હવે હું વધુ વખત તેવી જીંદગી ગુજારવાને પસંદ કરતો નથી. ફક્ત એક અકસ્માતથીજ હું તે જીંદગી ગુજારવાને આવી લાગ્યો હતો, માટે આપ મહેરબાન જહાંપનાહ હવે મને હ્યાંથી રૂખસદ લેવાની રજા આપશો, કે જેથી આપનાં કદમ નિચેની ખાકનો ચુમનાર પોતાને બરની ગરીબ જીંદગી ગુજારવાને શક્તિવાન થાય.'

"આ સઘળો વખત બાદશાહનું ધ્યાન બીજીજ એક બાબદ ઉપર રોકાયલું હતું. તેણે અંદેશો કર્યો, કે મુક પાસે એકજ તલેસમ હોવો ન જોઇએ. તે જે ઉતાવળે મુસાફરી કરે છે, તેમાં પણ કાંઇ ભેદ હોવો જોઇયે, એમ ધારી તેણે બિચારા વેહેંત્યા મુક પાસેથી કોઇ બીજો નવો છુપો ભેદ હોય, તો તે જાણી લેવાનો કસદ કર્યો, અને બોલ્યો, 'મેં તુંને તારી જીંદગી બખશવાનો મારો કોલ આપ્યો છે, તે હું ફરીથી કબુલ કરૂં છું, અને તેટલા માટે તુંને ખાતરી આપું છું, કે કોઇ તારા એક બાલને વટીક ઇજા કરી શકનાર નથી, પણ મારા બાગમાંથી મળેલા ખજાનાનો ગેર-ઉપયોગ કરવાનો વાંક હજી તારી ઉપર લટકેલો છે, અને એવા એક ગંભીર વાંક માટે મોટી સજા કર્યા વગર હું તને જવા દઇ શકતો નથી, માટે તું મારા આપેલા કોલ મુજબ જીવતો રહેશે, પણ તુંને તારી જીંદગી તુલીક કેદખાનું ભોગવવાની સજા કર્યામાં આવે છે;' અત્રે શાહે જોયું, કે વેહેંત્યા મુકનો ચહેરો દેહેશતને મારે સફેદ રૂ જેવો થઇ ગયો હતો, માટે જરા ધીરે અવાજે માયાથી

કહ્યું, 'પણ તમો આટલી ઝડપથી કેમ દોડી શકો છો, તેનો જો છુપો ભેદ મને જણાવશો, તો પછી હું તમોને એકદમ છોડી મુકીશ.'

"બિચારો મુક આખી જીંદગી બંદીખાનામાં ગુજારવાના વિચારથી એટલો તો ગભરાઇ ગયો હતો, કે તેણે તરત કબુલ કરી દીધું, કે તે તેની કને જાદુઇ સપાટોને લીધે તેમ કરી શકતો હતો. તોયે પણ તેણે બાદશાહને એમ નહીં જણાવ્યું, કે તે પહેરવા પછી ઉડવા અગાઉ એડી ઉપર ત્રણ વખત ચકરી ખાવાની જરૂર છે.

"પાદશાહે તરતજ પોતે સપાટો પહેરી, અને પછી મુકને કહ્યું, 'ઠીક છે, ભાઇ સાહેબ મુક, હવે તમોને મારૂં શહેર એકદમ છોડી જવાની રજા છે. ખબરદાર! હવે વધુ વખત અત્રે થોભતા ના, અથવા તલેસમો બાબે કોઇને એક હરફ પણ કહેતા ના. એક કલાકથી વધુ વખત જો તમો આ રાજ્યમાં હવે રહ્યા, તો તમારાં તન ઉપરની ખોલ એમની એમ આખી ઉતારી લેવામાં આવશે.'

"ત્યારબાદ શાહે પોતાને હાથે તે જાદુઇ સપાટો તથા લાકડી સંભાળથી બંધ કીધાં, અને પોતાને હાથ આવેલી એવી ઉમદા ચીજો માટે ઘણો ખુશ થવા લાગ્યો. તેટલા વખતમાં મુક મહેલ છોડીને ચાલતો થયો, અને જ્યારે પોતાના બાપનું ઘર છોડીને આવ્યો હતો ત્યારે તે ગરિબ હતો, તેવોજ ગરિબ એકવાર તે પાછો થઇ ગયો. ઘર છોડતી વખતે પોતાની ગરીબાઇને વાસ્તે પોતાનાં નસીબનો તે વાંક કહાડતો હતો, પણ આ વખતની ગરીબાઇને માટે તે પોતાની બેવકુફાઇનો કસુર કહાડવા લાગ્યો.

"સારે નસીબે જે રાજ્ય તે છોડી જતો હતો, તેનો વિસ્તાર ઘણો મોટો ન હતો, માટે આંઠ કલાકની મંજલ કાપવા પછી મુક તે રાજ્યની હદ છોડી ગયો. છેલ્લો થોડોક વખત સુધી તેને પોતાની જાદુઇ સપાટોને લીધે ચાલવાની જરૂર પડતી ન હતી, માટે તેની ચાલવાની આદત તુટી જવાને સબબે આ વખતે તે

ઘણો થાકી ગયો હતો. પાછા પકડાવાની દહેશતમાંથી દુર થતાંજ તે ધોરી સડક છોડીને એક જંગલ તરફ ચાલ્યો, એવા વિચારથી કે હવે પછી એકાંતવાસમાંજ તે પોતાની જીંદગી પુરી કરે.

"આ મુજબ જંગલમાં ભટકતાં ભટકતાં તે એક ગિચ્ચ ઝાડી આગળ આવી લાગ્યો કે જેનો દેખાવ ઘણોજ દિલપઝીર હતો. ત્યાં તાજાં અને નિર્મળ પાણીનો એક ચશ્મો વગર અવાજે વહેતો જતો હતો, કે જેની કિનારીએ અંજીરનાં મોટાં દરખ્તોની હારો લાગેલી હતી. આ દરખ્તોનાં પાંદડાં મોટાં, અને તેનાં થડો ગાંઠગાંઠવાળા હતા. વળી તેઓ ઉપર એટલાં બધાં તો ફળો લાગેલાં હતાં, કે આપણો આ ઠીંગુજી મુસાફર તેમાંથી થોડાંક તોડી ખાવાને લલચાયો. આ અંજીરો એટલાં શોભતાં હતાં, કે તેઓને જોઇને મુકનાં 'મોહમાં પાણી છુટવા લાગ્યું,' અને આશરે બારેક ફળો તે તરતજ ચાંપી ગયો. તેઓ ઘણાંજ લેહેઝતદાર હતાં. અને મુકને લાગ્યું કે તેણે આગળ કોઇ પણ વખત એથી વધારે લેહઝતદાર ફળો ખાધાં ન હતાં.



"હવે તેને પ્યાસ લાગી, માટે પાણી પીવાને ચશ્માની બાજુએ તે બેઠો, પણ ત્યાં તેણે એક ઝેહરી અઝદાહને જોયો

હોય, એમ ડરી તરતજ કુદીને ખડો થયો, અને થોડોજ વખત સુધી તો પથ્થર જેવો થઇ ગયો, અને પછી મન સાથે બોલવા લાગ્યો, 'એમ કેમ હોય? ખચિત એમાં કાંઇ પણ ભેદ છે.' ફરીથી તે ચશ્મા પાસે ગયો, અને વાંકા વળીને ઉપરથી જોયું, તો પોતાનાં મોટાં માથાં ઉપર ગધેડાના જેવા બે લાંબા કાનો ઉગેલા ખુલ્લા જોયા, જ્યારે તેનું નાક ડુક્કરનાં મોહની માફક તેના ચહેરા ઉપર લાંબુ બહાર નિકળી આવ્યું હતું.

"મુકે પોતાનું માથું બન્ને હાથો વચ્ચે પકડયું. તેના કાનો ખાસા અર્ધો વાર જેટલા લાંબા થઇ ગયા હતા, અને તેના સુંઢ જેવાં જબરદસ્ત લાંબાં નાકને લીધે તે બદસુરત દેખાતો હતો.

"'અફસોસ' તે દુ:ખી થઇને બોલ્યો, 'ખચિતજ મેં ગધેડાના જેવી બેવકુફ ચાલ ચલાવી છે, માટે તે જાનવરના જેવા કાન મને લાયક છે.'

"તોયે કમનસીબ બિચારો મુક લાંબી મુસાફરીથી થાકી ગયો હતો, અને વળી આ બદસુરત આકારમાં બદલાઇ ગયો હતો, તેની નાઉમેદીથી કંટાળીને જમીન ઉપર પડયો, અને તરત ભર ખાબમાં પડયો. આશરે એક બે કલાકની આશાયશ પછી તે ઉઠયો, અને અંજીર શિવાય બીજો કાંઇ વધારે પુષ્ટિકારક ખોરાક શોધવા લાગ્યો, પણ તેમાં તે નાઉમેદ થયો, કારણ કે ત્યાં બીજું કોઇ જાતનું ફળ હતુંજ નહીં; ત્યાં જે અંજીરો ઉભાઇ જતાં હતાં , તે તમામ જુદા જુદા રંગનાં હતાં. કેટલાંક લીલાં કેટલાંક પીળાં, કેટલાંક લાલ અને કેટલાંક જાંબુરાં રંગનાં હતાં. જ્યારે બીજું કાંઇજ ખાવાનું ન મળ્યું, ત્યારે નાચારીએ મુકને પાછાં અંજીરોજ ખાવાની ફર્ઝ પડી. અગાઉ તેણે જાંબુરા રંગનાં અંજીરો ખાધાં હતાં, માટે આ વેળા તેણે આશરે બારેક લીલાં રંગનાં ખાધાં, કે જે પણ જાંબુરાનાં જેવાંજ લેહેઝતદાર હતાં.

"ખાઇ રહેવા પછી તે ચશ્મા આગળ હાથ મોહોડું ધોવા જવાનો વિચાર કરતો હતો, પણ રખે લાંબા કાનો અને નાકનો દેખાવ પાછો દેખાય, એવી દેહેશતથી તે ત્યાં જતાં અચકાયો, પણ તેટલાં તરત તેને એક વિચાર સુઝયો, કે તેણે તેના લાંબા કાનો પોતાની પાઘડીમાં છુપાવવા, પણ હાથ લગાડીને જોતાં, તો તેને પોતાના લાંબા કાનો ગેપ થઇ જઇને, પાછા અસલ માફક થઇ ગયલા જણાયા. ખુશીથી તે ચશ્મા આગળ દોડયો, અને તેમાં જોતાં તેની ખાત્રી થઇ, કે ખરેખરજ તેના કાનો અને નાક આગળીજ હાલતમાં પાછાં ફેરવાઇ ગયાં હતાં.

"આ બાબે અંદેશો કરતાં તેને ચોક્કસ લાગ્યું, કે આ ફેરફારો જુદા જુદા રંગનાં અંજીરો ખાધાથીજ થયા હતા. જાંબુરા અંજીરોથી નાક કાનો લાંબા થઇ ગયાં હતાં, તે લીલાં અંજીરો ખાધાથી પાછાં અસલ હાલતમાં આવ્યાં હતાં. વધારે દરિયાફ્ત કરતાં મુકને ચોક્કસ લાગ્યું, કે નસીબદેવી પાછી તેની ઉપર ખુશ થઇ છે, અને દૌલત મેળવવા માટે, અથવા તેમ નહીં તો પોતે ખોહેલાં તલેસમો પાછાં મેળવવા માટે નસીબ સંજોગે આ અંજીરોની શોધ તેને હાથ લાગી છે. એટલા માટે પોતાના જભ્ભામાં લઇ જઇ શકાય તેટલાં જાંબુરાં અને લીલાં અંજીરો તેણે જમા કર્યાં, અને પછી તેનું પોટલું ખભે મારી જે તરફથી તે આવ્યો હતો, તે તરફ પાછું ચાલવા માંડયું.

"તે રાજ્યનાં સૌથી પહેલાં શેહેરમાં આવી લાગતાંજ તેણે એક છુપો લેબાશ ખરીદયો, અને પછી રાજધાની શેહેર તરફ ચાલ્યો. આ વખતે પાકાં ફળોની મોસમ ન હતી, અને મુકને બાદશાહના મહેલનો અનુભવ હતો, માટે તેની ખાતરી હતી, કે જો શાહના મોદીની નજર તેની ઉપર પડશે, તો જરૂર તે ખરીદશે; અને ખરેખર તેમજ બન્યું. જેવો બજારમાં જઇને તે

વેચવા બેઠો, કે તેણે શાહના બાવરચીને તથા વડા કારભારીને તેઓની હંમેશની રીત મુજબ ખરીદી કરવા આવતા દીઠા.

"જેવી તેઓની નઝર મુકની ફળની ટોપલી ઉપર પડી, કે વડો કારભારી બોલી ઉઠયો, 'નામવર શાહના સુફરાહ માટે આએ ઘણાં લાયક ફળો છે. એ આખી ટોપલીની કિમત શું?' તેણે હવે મુકને સવાલ કર્યો.

"મુકે ઘણી કિફાયત કિમત કહી, કે જે તરતજ ચુકાવી આપીને વડા કારભારીએ તે ટોપલી મહેલમાં લઇ જવા માટે પોતાની સાથના એક ગુલામને આપી. તેઓનાં ત્યાંથી જવા બાદ હવે પછી જે બાકીનું કરવાનું હતું, તે માટેની બીજી તૈયારીઓ કરવા માટે મુક પણ ત્યાંથી ગયો.

"બાદશાહને ગાદી ઉપર આવવાના વીસમાં સાલનો તે દિન હતો, અને તેની ખુશાહાલીમાં તે સાંજનાં મહેલમાં એક મોટી જ્યાફત આપવામાં આવી હતી. વડા બાવરચીએ એવું તો અચ્છું ખાણું પકાવ્યું હતું, કે તેથી શાહે ઘણી વખત તે બાબે પોતાનો સંતોષ જાહેર કર્યો હતો, અને વળી તેટલામાં જ્યારે મેવો ખાવાની વારી આવી, ત્યારે સુફરા ઉપર સોનેરી નકશીવાળી ટોપલીમાં એક ઉપર એક ગોઠવીને મુકવામાં આવેલાં અંજીરો લાવવામાં આવ્યાં, જેઓનો દેખાવ જોતાંજ તમામ મેહમાનો અજાયબ થઇ ગયાં, અને તેથી ખુશી થઇને શાહે પોતાની પાઘડીમાંનો એક સર્વેથી કિમતી હીરો કહાડી, તે શાહ બાવરચીને શાબાશી સાથે એનાયત કર્યો, કે જે તેણે નામવર શાહની હજુરમાં ઘુટણ મરડિયે પડીને લીધો.

"ત્યાર પછી તે નામદારે મોટી ઉકમાઇ સાથે તે ટોપલી શાહનશાહબાનુ તથા તમામ શાહજાદીઓ આગળ મોકલી, પછી પોતે તેમાંથી ખાઇને બીજા મહેમાનો આગળ મોકલી, કે જેઓમાં તમામ શાહજાદાઓ, અને રાજ્યના વડા અમલદારો હતા.

"તેઓ માંહેલો એક વડો મુફ્તી બાદશાહની સામે તેની તારીફમાં ભાષણ કરવાને ઉભો થયો, અને હજીતો તે 'નામવર શાહ' એટલાજ બોલો બોલ્યો નહીં, કે તેની આસપાસ બેઠેલાં તમામ જણાઓએ હસવા માડયું. એથી તેને ઘણું માઠું લાગ્યું, પણ પોતાની આસપાસ નજર કરતાં તેને પોતાને ખુબ હસવું આવ્યું, અને પછી તો આખી મીજલસ મોટેથી હસાહસ કરવા પડી ગઇ.



"પણ આ હસાહસ તરત બંધ પડી ગઇ, સબબ કે દરેક મીજલસી જ્યારે પોતાની આસપાસનાઓના કાનો તથા નાકો લાંબા

થઇ ગયલાં જોઇ પોતાનાં તપાસતું, તો તે પણ તેવાંજ થઇ ગયલાં જોઇ પોતાનું હસવું છોડી દેતું. શાહના પોતાના કાનો તો ખાસા એક ફુટ જેટલા લાંબા થઇ ગયા હતા.

"પોતાને આવી ધિક્કારવા અને હસવા જોગ હાલતમાં જોઇને મીજલસમાંનું દરેક જણ દિલગીર થઇ ગયું, આખી રાજધાનીમાંના તમામ કાબેલ તબીબોને તરતજ બોલાવી મંગાવવામાં આવ્યા, પણ તેઓ આ હયબતનાક બનાવ શી રીતે બન્યો હશે, તે બાબે પોતાનો મત આપી શકયા નહીં, કે નહીં તેઓ તેનો ઇલાજ ફરમાવી શકયા. આખરે તેઓમાંના એક જણે નાક તથા કાનોનો જેટલો ભાગ લાંબો હોય, તેટલો કાપી નાખવાની ભલામણ કીધી, પણ તે સાંભળીને તમામ મીજલસ હયબતી ગઇ, શિવાય કે શાહાનશાહબાનુ **આમરજ઼** કે જેણી પોતાનાં ખુબસુરત નાહાનાં નાક કાનો ગુમાવવા માટે એટલી તો રંજીદા થઇ ગઇ હતી, કે પોતાની ઉપર વહાડકાપ કરવા દેવાની તેણીએ તરત રજા આપી. પણ અફસોસ! તે બિચારી બાનુ ઉપર થયલું કમકમાટ ઉપજાવે એવું વહાડકાપ ફોકટમાં ગયું, સબબ કે જેવાં નાક કાનો કપાઇ રહેતાં, કે તેઓ તરતજ પાછાં તેટલાંજ લાંબાં ઉગી નિકળતાં!

"આખરે એક ખીદમદગારે આવીને બાદશાહને ખબર કીધી, કે એક જઇફ દરવીશ આવ્યો છે, અને તે નામવર શાહની મુલાકાત કરવા ચાહે છે. તે જણાવે છે, કે તમામ કમનસીબોની આ હાલતનો તે ઇલાજ કરી શકશે.

"તરતજ તેને અંદર બોલાવવામાં આવ્યો. આ દરવીશ કોઇજ નહીં, પણ આપણો દોસ્ત વેહેંત્યો મુક હતો. તેણે બાદશાહ આગળ આવીને કહ્યું, 'આ આફત તમો નામવર ઉપર, તથા તમારા વ્હાલાંઓ ઉપર આવી પડી છે, તે કોઇ કુદરતી દર્દ નથી, કે જે દવાદારૂથી દફે થઇ શકે, પણ એ તો તમારા કોઇ

ગુનાહની સજા તરીકેની કુદરતી આફત છે, તોયે પણ અલ્લાહની મહેરબાનીથી હું તમોને તેમાંથી સાજા કરીશ, અને જુઓ તેનો પુરાવો આ રહ્યો.'

"એમ બોલી તે શાહનશાહબાનુ આમરજ આગળ ગયો, કે જેણી પોતાનો ખુબસુરત ચહેરો છુપાવી એક ખુણાંમાં ભરાઇ ગઇ હતી. તેણે તેણીને એક દાબડામાંથી લીલા રંગનું કાંઇ ખાવાનું આપ્યું, અને બોલ્યો, 'લેઓ મારાં બચ્ચાં, આ ખાઇ જાઓ.'

"શાહનશાહબાનુ પોતાની ખોહેલી ખુબસુરતી પાછી મેળવવા માટે એટલીતો આતુર હતી, કે જો તેણીને એક જીવતો દેડકો ખવડાવવામાં આવતે, તો તેબી ખાઇ જતે, માટે તેણી આ લીલી ચીજ ઉમેદભર ખાઇ ગઇ, કે તરતજ આખાં દીવાનાખનાંમાંથી અજાયબીનો પોકાર ઉઠયો, સબબ કે શાહનશાહબાનુ આગળનીજ માફક ખુબસુરત ચહેરામાં પાછી ફેરવાઇ ગઇ હતી. તેણી પોતે તે બાબે પોતાની ખાતરી કરવા માટે એક આઇના આગળ દોડી ગઇ. ત્યારપછી દરવીશે શાહની ગમ ફરીને પુછયું, કે 'જેવી રીતે શાહનશાહ બાનુનો અસલ ચહેરો પાછો મેં ફેરવી આપ્યો છે, તેમ જો હું આપ નામવરનો પણ ફેરવી નાખું, તો મને આપ શું આપશો?'

"દરવીશને જરા ધચુપચુ જેવો જોવાથી બાદશાહે ઘભરાઇને તેને કહ્યું, 'અયે નેક દરવીશ, તારે જે ગમે તે માંગ, અને હું, તે આપવાનો મારો પાક કોલ આપું છું. ચાલ મારી સાથે.' એમ કહી બાદશાહ દરવીશને પોતાના ખજાનામાં લઈ ગયો, અને ત્યાંથી જે ગમે તે પસંદ કરી લેવાની તેને અરજ કીધી.

"આ ખજાનામાં તે દરવીશે, યાને મુકે પોતાની કિમતી જાદુઇ સપાટો તથા નાહાની લાકડી એક ખુણાંમાં મુકેલાં જોયાં, અને જાણે બીજી ચીજો તપાસતો હોય, એવા ઢોંગ કરીને તે તેઓની

છેક નજદીક ગયો. પછી તરતજ પોતાના પગોમાં સપાટો પહેરી લઇને એક હાથે પેલી લાકડી ઉપાડી લઇ બીજે હાથે પોતાની ખોટી દાઢી ખેંચી કાહાડી, તેણે શાહને પોતાનો વેહેંત્યા મુકનો જાણીતો ચહેરો બતલાવ્યો, અને બોલ્યો, 'દગાખોર અને બેવકુફ શાહ! તું કે જે સાચા દોસ્તોની નિમકહલાલ નોકરીનો બદલો બીજા પાપી લુચ્ચાઓનું સાંભળીને નિમકહરામીથી વાળી આપે છે, તેને તેની બદ ચાલની સજા માટે આવી શરમ ભરેલી હાલતમાં હંમેશ સુધી રાખી મુકવો જોઇએ. તું તારા ગધેડાના કાનો જીવે ત્યાં સુધી ધરાવજે, કે જેથી બિચારા વેહેંત્યા મુકને જે નાલાયક બદલો તેં આપ્યો છે, તેની તુંને પશેમાની થયા કરે!'

"હવેજ શાહને તમામ ભેદની જાણ થઇ, અને તેથી ખફા થઇ તે બોલ્યો, 'અલ્લાહ-અલ્લાહ! પાપી કુતરા! તુંને લાકડીના ઝપેટાઓ લગાવી મારી નાખવો જોઇએ!' એમ કહી પોતાથી બને એટલે મોટે સાદે તેણે મદદને માટે બુમો પાડી, પણ મુકે પોતાની એડી ઉપર ચકરી ખાઇ સો માઇલ દુર ઉડી જવા ચાહ્યું અને મદદ આવી પુગે, તે આગમજ બારી વાટેથી ઉડી ગયો.

"ત્યાર પછી થોડીક મુદત સુધી મુક દુન્યામાં મુસાફરી કરીને, અને પોતાની પાસેના તલેસમની મદદ વડે દુન્યાનો અનુભવ મેળવીને પાછો પોતાને વતન નિશીયા ખાતે પાછો ફર્યો, અને ત્યારથી આજ તુલીક એકાંત જીંદગી ગુજારે છે. તે જોકે ભલાં દિલનો છે, તે છતાં તે આદમ જાત સાથે વસવાનું ધિક્કારે છે. મુસાફરી કરીને તેણે ઘણો એલમ તથા પૈસા મેળવ્યા છે, અને તમામ બાબદો ધ્યાનમાં લેતાં તેની મશકેરી કરવાને બદલે તેને માન આપવું જોઇએ છે."

"આ કેફિયત મેં ઘણાં ધ્યાનથી સાંભળી, અને જ્યારે તે પુરી થઇ, ત્યારે તે વેહેંત્યા શખ્સ તરફની મારી મસ્તીખોર ચાલને માટે મને ઘણી દિલગીરી લાગી, કે જે મેં મારા બાપને જણાવી.

તે સાંભળી તે ખુશી થયો, અને ફરીથી તેમ ન કરવાની મને નસીહત દીધી. વળી મેં મારા દોસ્તો આગળ મુક વેહેંત્યાની અજાયબ જેવી તવારીખ કહી સંભળાવી, જે સાંભળીને દરેક જણ તેની મશ્કેરી કરવાને બદલે હવે તેની મોટી સપાટો તરફ નમીને તેને માન આપવા લાગ્યા."

---

મુલીની આ દિલપસંદ વાતથી સર્વે જણા હસ્વા લાગ્યા. મુક અને તેની જાદુઇ સપાટોનો ખિયાલ આખી રાત આપણા



મુસાફરોનાં મનમાં તાજો રહ્યો. બીજે દિને સવારનાં વળી પાછા મુકની ઝેહમતો અને તે પોહોંચેલા ઠીંગુજીની તાલતલાવતો યાદ કરીને તેઓ રમુજ મેળવવા લાગ્યા, અને આખો દિન તેની તેજ વાત ચાલ્યા કીધી.

સાંજના ખાણું ખાધા પછી આગલે દિને વાત કરનાર મુલીએ સૌથી જઇફ વેપારીને, તેની સુફેદ દહાડી તરફ જેટલાં માનથી વર્તાય, એટલા આદાબથી કહ્યું, "સાહેબ, હવે તમો કાંઇ હેકાયત અમોને નહીં કહી સંભળાવશો, પછી તે ખોટી હોય કે ખરી બનેલી હોય ?" વળી તે વધારે નમીને બોલ્યો, "મારા મુરબ્બી સાહેબ, આપની જીંદગીમાં તો તરેહવાર જાણવાજોગ બનાવો બનવા જોઇએ છે."

અશમતે સ્હેજ માથું ધુણાવીને પોતાનું દાસ્તાન કરવાની હા પાડી, પણ થોડોક વખત સુધી શું વાત કરવી તે વિચારતો બેઠો. આખરે તે બોલ્યો, "પ્યારા રફિકો, તમોએ આ આખી મુસાફરીમાં મારી ઘણી મદારત કીધી છે, તથા મારી ઝઇફી તરફ ઘણા માનથી વર્ત્યા છો, અને નેક **સલીમ બારૂશ**, કે જેની સાથે આપણને થોડાજ દિન થયા પિછાણ થઇ છે, તેણે તો બિલકુલ મારૂં દિલ તેની તરફ જીતી લીધું છે, માટે હું તમારી આગળ ફકત એક હેકાયત કહીશ નહીં, પણ મારી જવાનીમાં મારી ઉપર ગુજરેલી એક ઘણી હેબતનાક આફતની તવારીખ કહી સંભળાવીશ, કે જે તવારીખ જો હું આજે પણ યાદ કરૂં છું, તો મારાં દિલમાં દેહેશત ઉપજે છે. તે એક ભૂતાળવાં વહાણ બાબેનો બનાવ છે."





# ભૂતાળવું વાહાણ.



"મારો બાપ બલસોરા શહેરનો રહેવાસી હતો, અને ત્યાં એક નાહાની દુકાન રાખી ધંધો કરતો હતો. તે ઘણો તવંગર પણ નહીં, તેમ ઘણો ગરિબ પણ ન હતો. બીજા કેટલાકોની માફક વર્ષો તુલીક મેહેનત કરીને જમા કરેલી દૌલત એક દહાડાના સટ્ટામાં ગુમાવી દે, તેવો ન હતો. મુખ્ય કરીને તેને દરિયાના વેપાર ઉપર બિલકુલ એતેકાદ ન હતો. અને તેટલા માટે દરિયાની મારફતે તે થોડો પણ માલ વેપારને સારૂ ચહડાવતો નહીં હતો. તે છતાં એક દિને એક દોસ્તે આવીને તેને ઘણો સમજાવવાથી, ઘણા નફાની લાલચે એક કિશ્તી માથે રાખીને એક હજાર સોનાના સીકુવીનોની કિમ્મતનો વેપારી માલ તેમાં ચહડાવ્યો કે જેમ કરતાં તેની લગભગ તમામ દૌલત રોકાઇ ગઇ.

"એક અઠવાડિયાં પછી અમોને ખબર થઇ કે, જે કિશ્તીમાં મારા બાપે માલ ચહડાવ્યો હતો, તેને બારૂં છોડયા પછી તરતજ તુફાન નડયું હતું, અને તેનો તદન નાશ થઇ ગયો હતો. આ ખરાબ સમાચાર સાંભળતાંજ મારા બાપને એટલી તો દિલગીરી લાગી, કે તે જમીન ઉપર તુટી પડયો, અને એક હરફ બોલવા વગર મરી ગયો. આ વખતે મારી ઉમર ફકત અઢાર વર્ષની હતી, તોયે આ ગજબથી હું હિંમત હાર્યો નહિ. મારા બાપનો બાકીનો સામાન વગેરે વેચીને મેં રોકડ નાણું ઉભું કીધું, અને તે લઇને મુસાફરી કરી મારૂં નસીબ અજમાવવાનો મેં ઠરાવ કર્યો. સઘળા નોકરોને રજા આપી, પણ અમારો એક ઝઇફ નોકર, કે જે મારી

ઉપર ઘણી માયા રાખતો હતો, તેણે મારાથી છુટું પડવાને ના પાડયું, અને પોતાનું કિસ્મત મારી સાથેજ અજમાવવાનો તેણે મજબુત ઠરાવ કીધેલો હોવાથી, મેં તેને મારી સાથે લીધો.

"હિંદુસ્તાન તરફ જતાં એક વહાણુ ઉપર અમો ચહડયા, અને પુઠનો સારો પવન મળવાથી અમો બલસોરાનું બારૂં છોડી ગયા. દરિયામાં આશરે એક પખવાડિયાંની સફર કીધા પછી અમારા નાખોદાએ અમોને તુફાન થવાની ખબર આપી. તેના ચહેરા ઉપરના ગભરાટ ઉપરથી મને લાગ્યું, કે તે એ તરફના રસ્તાઓથી પુર વાકેફગાર ન હોવો જોઇએ, અને તેટલા માટે તે તુફાનથી હારી ખાય છે. એમ કરતાં રાત પડી, અને તારાઓથી આસમાન ખુલ્લું હતું, તથા થંડી પણુ ઠીક હતી. નાખોદાએ સર્વેને ફોકટમાં બિહિવડાવ્યા છે, એમ પોતે હજી તો ધારતો હતો, કેમકે તુફાન તો કાંઇ થયું ન હતું, તેટલામાં એક વાહણુ, કે જે અમોએ આગળ જોયું ન હતું, તે એકાએક અમારી એટલું તો નજદીકમાં આવી ગયું, કે હમણાં તે અમારાં વહાણુને અથડી પડશે, એમ ચોક્કસ હતું. આ જોઇ અમારાં તુટક ઉપરથી તમામ ઉતાઓએ દેહેશતનો પોકાર ઉઠાવ્યો, અને નાખોદા, કે જે મારી બાજુમાંજ ઉભેલો હતો, તેનો ચેહેરો તો રૂની પુણી જેવો સફેદ થઇ ગયો, અને તે બોલ્યો, 'હવે મારૂં વહાણુ ડુબી જશે! આપણી સાથે મોત પણુ સફર કરતું હોય એમ લાગે છે!'

"હજી તો તેનાં આ મુજબ બોલવાની મતલબ હું તેને પુછું, તેટલાં તો ખલાસીઓ રડતા અને હાય અફસોસ કરતા તુટક ઉપર ધસી આવ્યા, અને તોફાન થવાની દેહેશત આપી, ગભરાટ કરવા લાગ્યા.

"તમામ બલા દુર થાય, એવા વિચારથી નાખોદાએ પોતાની બંદગીની પાક કિતાબ કહાડી તેમાંથી ભણુવા માંડયું, કે જેથી તેની ફિકર ઓછી થાય, પણુ તેમ વધારે વખત તે કરી ન શક-

વાથી, પોતે સુકાન હાથમાં પકડયું, અને પોતે વહાણ ચલાવવા લાગ્યો, પણ તમામ ફોકટ. તોફાન ઘણું ઝડપથી વધવા લાગ્યું, અને એક કલાક પણ નહીં થયો હશે, તેટલામાં તો એક હેબતનાક અવાજ સાથે અમારૂં વાહાણ એક બાજુએ ઉથલાઇ ગયું. અમો સર્વે અમારાં વાહાણ સાથેના મછવાઓમાં કુદી પડયા, અને તેમાં બેસીને આવા તોફાનમાં આગળ સફર થાય, એ તો ન બની શકે એમ હતું, તોયે ભુખ્યા મોજાના શિકાર થઇ પડવા કરતાં તેમાં કુદી પડવાથી કદાચ અમારો બચાવ થાય એમ હતું. અમો આતુરતાથી સહુવાર પડવાની રાહ જોવા લાગ્યા. આખરે સહુવાર પડી, અને અમોને લગાર ધીરજ આવવા માંડી હતી, પણ તેટલાંજ પવનનો એક ઝપાટો એટલા તો જોરથી આવ્યો, કે અમારો મછવો ઉંધો વળી ગયો, અને જ્યારે પાછો હુશિયારીમાં આવ્યો, ત્યારે મારા બુઢ્ઢા નિમકહલાલ નોકરના હાથમાં મને પડેલો જોયો. જ્યારે મછવા ઉંધો વળી ગયો હતો, ત્યારે તેણે એક હાથે મને પકડી રાખી, અને બીજે હાથે મછવો મજબુત પકડી રાખ્યો હતો; પછી જ્યારે તે નાહાના મછવાને પાછો સરખો કરવામાં આવ્યો, ત્યારે તેણે મને અંદર મુકયો; પણ આ વખત પછાથી મેં અમો બે શિવાય અમારામાંના બીજા કોઇને પણ જોયા નહીં.

"દરિયો પણ હવે શાંત થવા લાગ્યો, અને અમો અમારા જોખમાયલા મછવામાં ઉભા થઇને છેક દુર વેર આતુરતાથી જોયા કરતા હતા, તેટલાં થોડેજ વારે અમારી નજરે એક વાહાણ પડયું, કે જેની તરફજ પવન સારે નસીબે અમારો મછવો ઘસડી જતો હતો. તેની નજદીક પોહોંચતાંજ અમોએ જોયું, કે જે વાહાણ અમારી કિશ્તી આગળથી અગાઉ પસાર થઇ ગયું હતું, અને જેને લીધે અમારા નાખોદાને ભારે દેહેશત લાગી હતી, તેજ આ વાહાણ હતું, કે જે જોઇ અમો કમકમીને ધ્રુજવા લાગ્યા, તે વેળાનું

અમારા નાખોદાનું બોલવું ખરૂં પડેલું જોઇ, તથા તે વાહાણનો એકાંત અને ગંભીર દેખાવ જોઇ મારાં તો 'પોટિયાં જબરાં લેવાવા લાગ્યાં;' વળી હમોએ હાંક માર્યો, તો તેમાંથી કશો પાછો જવાબ ન આવ્યો, તે ઉપરથી અમારી દેહેશત વધતી ગઇ. પણ ગમે તે છતાં તે વાહાણથીજ અમારો બચાવ થાય એમ હતું, માટે અમોએ અમારી તરત વેળાની સલામતીને માટે અલ્લાહનું અહેસાન માન્યું.

"અમારી પાસે કશાં હલેસાં હતાં નહીં, માટે અમારા હાથોને હલેસાંને બદલે કામે લગાડી જેમ તેમ અમો તે ભેદભર્યા વાહાણની વધારે નજદીક ગયા, અને પાછી બુમો પાડી, પણ તમામ ફોકટ! કશો જવાબ મળ્યો નહીં. વાહાણની બાજુ ઉપરથી એક દોરડું લટકતું મારા જોવામાં આવ્યું, જે પકડીને હું તરત ઉપર ચહડી ગયો. પણ એ ખોદા! મેં ત્યાં શું દેખાવ જોયો!



આજે જો કે તે બનાવને ઘણાં વર્ષો વહી ગયાં છે, તોયે જ્યારે તે વાત મને યાદ આવે છે, ત્યારે હમણાં પણ મને ધ્રુજરાં છુટે છે! તુતક સઘળું લોહીથી લાલ થઇ ગયેલું હતું, અને તુર્કી લેબાસવાળા આસરે વીસથી ત્રીસ મુરદાંઓ તે ઉપર પડેલાં હતાં.

સર્વેથી મોટાં ડોલના પગ આગળ તેને અઢેલીને એક શખસ ઉભેલો હતો. તેણે ઉમદા પોશાક પહેરેલો હતો, અને તેના હાથમાં એક નાગી શમશિર પકડેલી હતી. પણ તેનો ચહેરો કાળા લીલા રંગનો, અને મુરદાંઓની માફક તમામ ફુગાઇ ગયેલો હતો! તે પણ ખરેખર મરીજ ગયેલો હતો. એક મોટો લોઢાંનો ખીલો, કે જે તેના માથામાં મગજમાંથી ઠોકીને ડોલ સાથે જડી લેવામાં આવ્યો હતો, તેથી તે પડી જવાને બદલે ઉભો રહી શકતો હતો.

"આ હેબતનાક દેખાવ જોઇ મારી છાતી બેસી જવા લાગી અને મારા પગ તુતક સાથે જકડાઇ ગયા! હું માહા મુશકેલીથી દમ લઇ શકતો હતો. આ વખતે મારો નોકર પણ વાહાણુ ઉપર ચહડી આવ્યો હતો, અને તે પણ આ દેખાવ જોઇ મારીજ માફક હેબતી ગયો હતો. તોયે પણ અમો હઝરત પયગમબર સાહેબનું પાક નામ જબાન ઉપર લઇ આગળ વધ્યા, પણ દરેક કદમે અમોને કમકમાટ ભર્યો નવો દેખાવ નજરે પડયો હતો; સર્વે મરી ગયલા હોવાથી આખાં વહાણુ ઉપર ચુપકીદી પથરાઇ રહેલી હતી; ના એક દમ, કે ના એક અવાજ! તમામ ઠેકાણે તમામ ચીજો મુવેલી અને ચુપ! ફકત અમોજ જીવતા હતા, અને દરિયો અવાજ કરતો હતો! આખરે અમો ઓરડામાં જવાના દાદર આગળ આવી પોહોંચ્યા, અને ત્યાં ઉભા રહીને એક બીજાનો ચેહેરો જોવા પડયા.

"મારો નિમકહલાલ નોકર બોલ્યો, 'અરે સાહેબ! બહુ દેહેશતનાક બનાવ અત્રે બનેલો જણાય છે! મને લાગે છે, કે કદાચ ખુનીઓ નિચેના ભાગમાં હજી હશે, તોયે ફિકર નહીં, ચાલો આપણે નિચે જઇએ, સબબ કે આ દેખાવ હું તો હવે વધારે વખત જોઇ શકતો નથી.'

"પછી અમો બન્ને જણા નિચે ઉતર્યા, પણ જેમ ઉપર તેમજ નિચે પણ મોતની ચુપકીદીનું રાજ હતું. ઓરડીમાં ગયા,

તો ત્યાં સર્વે ઉથલપાથલ થઇ પડેલું; પોશાકો, હથિયારો અને દરેક ચીજો જમીન ઉપર અહીં તહીં વેરાઇને પડેલી હતી. આ તમામ દેખાવ ઉપરથી એમ લાગતું હતું, કે ખલાસીઓ અથવા નહીં તો નાખોદા અને તેના અમલદારોએ આ કોટડીમાં દારૂની મેજબાની કીધી હશે, અને તેમાં મસ્ત થવા પછી કાંઇ કજિયો થયલો, કે જેમાં એકબીજાનાં ખુનો થયાં હશે, સબબ કે જમીન ઉપર તમામ જગ્યાએ લોહી અને દારૂ પથરાઇ ગયલાં દિસ્તાં. અને અમારી તપાસ આગળ ચાલુ રાખી, તો માલમ પડયું, કે તે વાહાણમાં ઉંચું રેશમ અને રેશમી કાપડ, મોટાં મોતી, ચોખાં સોનાની ભુકી અને બીજા બેહદ કિમતી અને ઉમદા વેપારી માલથી તે ભરેલું હતું. આ શોધથી મને જરા ઉલટ અને હિમ્મત આવી. આ વાહાણ ઉપર અમો શિવાય કોઇપણ બીજું જીવતું ન હોવાથી, અલબતાં આ તમામ મિલકતનો હુંજ માલેક હતો. પણ મારી આ ખુશાહાલી મારા નિમકહલાલ નોકરે, કે જેનું નામ **ઇબ્રાહીમ** હતું, તેણે તોડી નાંખી; તેણે મને જણાવ્યું, કે તે દોલત મેળવવા કરતાં પહેલાં જમીન ઉપર ઉપર પોહોંચવાનો મારે કસદ કરવો. મને પણ તેનું કહેવું વાજબી લાગ્યું. માટે ખાણું ખાઇ તથા થોડોક શરાબ પી, કે જે તે ઓરડીમાંજ હતાં. અમો લગાર આસુદા થયા, અને પછી તુટક ઉપર પાછા ફર્યા.

"પછી મેં **ઇબ્રાહીમ**ને કહ્યું, 'આપણે અવલમાં આ મુડદાંઓને દરિયામાં હોમાવી દઇ, તેઓનો નિકાળ લાવ્યે;' તેને પણ મારો વિચાર પસંદ આવ્યો, પણ જ્યારે અમો તેમ કરવા ગયા, ત્યારે તેઓ અમારેથી જરા હાલવી વટીક શકાયાં નહીં; તે વેળા અમોને જે દેહેશત ઉપજી હશે, તેનો ખિયાલ તમોજ કરો. જાદુઇ બંદથી તેઓ વાહાણ સાથે જકડાઇ ગયલાં હતાં. વળી અમોએ નાખોદાને ડોલથી છુટો કરવાની, કે તેના હાથમાંથી શમશિર લેવાની તજવીજ કીધી, તો તેમાં પણ અમો નાઉમેદ થયા.

"જ્યારે રાત પડી, ત્યારે મેં ઇબ્રાહીમને જરા આશાયશ લેવાની મિન્નત કીધી, અને હું તુટક ઉપર ચોકાસીને માટે જાગતો બેઠો. આ વખતે માહુતાબ ઉગ્યો હતો તેથી, અને તારાઓ ઉપરથી મેં અટકલ કીધી, કે આશરે અગીયાર વાગ્યા હશે, જ્યારે ખાબે મારી ઉપર સખત ગલબો કર્યો, અને હું નામરજી છતાં તુતક ઉપરજ સુઇ ગયો. તોયે હું અર્ધીજ ઉંઘમાં હતો, સબબકે વહાણની બાજુ ઉપર અથડાતા મોજાઓ, તથા સઢોમાં ભરાઇને ફુંકાતો પવન, મને ખુલ્લાં સંભળાતાં હતાં. તરતજ મને લાગ્યું, કે મારે કાને આદમીઓના અવાજો સંભળાતા હતા, અને તેથી મેં ઉઠવાની કોશેશ કીધી; પણ જે જાદુઇ જોરે વાહાણ ઉપરના તમામ જણા જકડાઇ ગયા હતા, તેજ જોરે મને પણ જાણે તુતક સાથે જોડી નાખેલો મેં પોતાને જોયો. અને તે પણ એવી રીતે કે હું મારી ચશ્મો વટીક ઉંઘાડી શકયો નહીં. તોયે અવાજો તો વધારેને વધારે ખુલ્લા સંભળાતા હતા, અને મને લાગ્યું, કે તુતક ઉપર દરેક જગ્યાએ ઘણા ખલાસીઓ ચાલતા હતા. હું પડયો પડયો નાખોદા ખલાસીઓને જે હુકમ કરતો તે, તથા સર્વેના ચાલવાના પગલાંનો અવાજ, તથા ખલાસીઓના પોકારો, અને અમલદારોનાં હથિયારોનો ખણખણાટ, એ સઘળું મને સાફ સંભળાતું હતું; પણ ધીમે ધીમે મારી સાંભળવાની કે જોવાની શકિતઓ ગુમ થઇ ગઇ, અને હું ભર ખાબમાં પડયો.

"જ્યારે હું જાગી ઉઠયો, ત્યારે ઘણું મોડું થયલું હતું, અને આફતાબ પુર તેજથી પ્રકાશતો હતો. મુરદાંઓ તુતક ઉપર પાછાં આગળનીજ માફક પડેલાં, અને નાખોદા ડોલને અઢીંગીને ઉભેલો મારી નજરે પડયો. આ ઉપરથી મેં અંદેશો કર્યો, કે રાત્રે જે અવાજો મેં સાંભળ્યા હતા, તે ચોકસ ખાબમાંજ હશે, અને પછી હું મારા નોકરને શોધવા ગયો. તે પોતાની ઓરડીમાં ગમગીન બેઠેલો હતો.

"મને દાખલ થતો જોઇને તે પોકારી ઉઠયો, 'ઓ મારા મહેરબાન સાહેબ! આ વહાણુમાં બીજી એક વધુ રાત ગુજારવા કરતાં હું ડુબી જાઉં, અને દરિયાને તળિયે જઇ પડું, તે બેહેતર!'

"મેં આતુરતાથી પુછયું, 'કાંય વાકે?'

"તે બોલી ઉઠયો, 'રાત્રે થોડાક કલાકો તુલીક ખાબ કીધા પછી હું જાગી ઉઠયો, અને માથા ઉપર કોઇના પગલાં સાંભળ્યાં. પહેલા તો મેં ધાર્યું, કે તમો હશો, પણ બરાબર સાંભળતાં ઓછામાં ઓછા ત્રીસ આસામીઓ ચાલતાં હોય, એમ મને લાગ્યું; પછી કોઇ ધમધમ કરતું દાદર ઉપરથી નિચે ઉતરતું હોય, એમ સંભળાયું; મારી ઓરડીનો દરવાજો ખોલ્યો, અને મેં મોટાં ડોલ સાથે જડેલા શખસને અંદર આવતો દીઠો. તે મેજ આગળ બેઠો, અને ખાણું ખાવા, શરાબ નોશ કરવા, હુક્કો ગગડાવવા, અને ગાવા લાગ્યો, જ્યારે બીજો, કે જે તુતક ઉપર તેની પાસેજ લાલ જભ્ભો પહેરીને પડેલો છે, તે તેની સામે બેઠો હતો. થોડાક વખત સુધી ખુબ શરાબ પી તથા હુક્કો ગગડાવ્યા પછી તેઓ મારામારી કરવા લાગ્યા, અને પછી જાણે તુતક ઉપર લડવાને જતા હોય, તેમ બંને તે ઓરડીમાંથી ઉપર ધસ્યા ગયા.'

"આ મુજબ મારા બુઢા નોકરે મને અહેવાલ કહ્યો અને તે સાંભળી મને કેવો ગભરાટ થયો હશે, તે બાબે તમોજ દરીયાફ્ત કરો. હું જ્યાં પડેલો હતો, ત્યાં મારી આસપાસનાં મુવેલાં આદમીઓ ઉઠીને લડે, એવો મને કદી ખ્યાલ પણ ન હતો. એવા સોબતીઓ સાથે સફર કરવાના વિચારથીજ મારાં દિલમાં કંપારીઓ છુટવા લાગી. શું કરવું, તે મને કશું સુઝે નહીં, પણ તેટલાં ઇબ્રાહીમે મને જણાવ્યું, કે દેવો અને જીનોથી પોતાનો બંચાવ કરવા માટે ભણવાનું તેની બપઇએ તેને શિખવ્યું છે, તે જો ખરા એતેકાદથી ભણ્યે, તો જે જાદુઇ ખાબ તેઓ ઉપર હુમલો કરતી હતી, તેમાંથી તેઓ છટકી જઇ શકે.

"મારા બુઢા નોકરના આ મુજબ કેહેવાથી મને જરા લગાર હિમત આવી; તોયે જેમ જેમ રાત પડવા લાગી, તેમ તેમ બંદાના 'લપ્પાં પાછાં લેવાવાં લાગ્યાં.' મોટી ઓરડીની અંદર એક બીજી નાહાની ઓરડી હતી, તેમાં તે રાત ગુજારવાનો અમોએ ઠરાવ કર્યો, અને તેટલા માટે તેના દરવાજાની બંને બાજુઓ ઉપર હઝરત પયેગમબર સાહેબનું પાક નામ ઇબ્રાહીમે લખ્યું.



"આશરે અગયાર વાગતાને શુમારે આગળનીજ મુવાફેક બાબે મારી ઉપર પાછો ગલબો કરવા માંડયો; મારો નોકર

બંદગીની પાક કિતાબ લઇ તેમાંથી ભણવા લાગ્યો. મેં પણ તેનીજ મુવાફેક ભણવાનું શરૂ કીધું; અને તેથી અમો જાગૃત રહી શક્યા. થોડીક પળ પછી અમોએ ઉપર પગલાંના તથા વાત કરવાના અવાજો સાંભળ્યા; થોડીક બીજી પળ અમોએ ઇંતેજારીથી ગુજારી, અને તરતજ દાદર ઉપરથી કોઇનાં પગલાં નીચે ઉતરતાં સાંભળ્યાં. આ સાંભળીને મારા બુઢા નોકરે પેલા જાદુઇ કલામો ભણવા માંડયા. હું ખરૂં કહું છું, કે આ કલામો ઉપર મને પોતાને ઝાઝો એતેકાદ ન હતો, માટે જ્યારે અમારી ઓરડીનો દરવાએ ઉઘડતો મેં જોયો, ત્યારે દેહેશતને મારે હું થરથર કાંપવા લાગ્યો.

"ઘણો દબદબાવાળો પોશાક પેહેરેલો તેજ શખસ અંદર દાખલ થયો, કે જે ડોલ સાથે લટકેલો હતો. આ વેળાએ પેલો ખીલો તો તેનાં મગજમાં ખુંચેલોજ હતો, પણ તેની શમશિર તેણે મિયાનમાં ખોસેલી હુતી. તેની પછવાડે બીજો એક શખ્સ આવ્યો, કે જેનો લેબાશ પેહેલાંના જેટલો ભપકાવાળો નહતો. આ શખ્સને મેં તુતક ઉપર પડેલો દીઠો હતો. નાખોદાનો ચેહેરો ઝર્દ થઇ ગયેલો હતો, અને તેને કાળી દાઢી હતી; તેની ચશ્મોમાં ખુની ચળકાટ ઝળકી રહ્યો હતો. ઓરડીની વચ્ચોવચ મુકેલી મેજ ઉપર તેઓ બંને જણા બેઠા, અને કોઇ પારકી ઝબાનમાં મોટે અવાજે વાતો કરવા લાગ્યા; બંને ગુસ્સે થતા જતા દેખાતા હતા; આખરે નાખોદાએ મેજ ઉપર જોરથી મુક્કી મારી, તે ઉપરથી બીજો ગુસ્સામાંજ ધિક્કારથી હુસીને ઉઠયો, અને નાખો-દાને પોતાની પાછળ આવવાની ઇશારત કીધી; તે પણ ઉઠયો, અને પોતાની શમશિર મિયાનથી ખેંચીને તુતક ઉપર ધસ્યો ગયો. તેઓનાં ત્યાંથી જવા પછી અમો જરા છુટથી દમ લઇ શકયા, તોયે અમારી દેહેશત તમામ દુર થઇ ન હતી; માથે તુતક ઉપર ગડબડ વધતી જતી જણાઇ, અને હાથ ચાલાકી થતી તથા

પોકારો ઉઠતા અમોએ સાંભળ્યા, ત્યાર પછી હથિયારોનો અવાજ અને મોટી ચીસો, અને તે પછી સઘળું એકદમ ચુપ થય ગયું!

"થોડા કલાક વીત્યા બાદ જેમ જેમ હિમત ધરી અમો જ્યારે તુતક ઉપર ગયા, ત્યારે ત્યાં આગળનીજ મુવાફેક સર્વે પડેલું જોયું. એક પણ મુરદ્દું તેની જગ્યાએથી ખસેલું નહીં; સઘળાં થંડાંગાર અને અકડી ગયેલાં, અને આગળીજ ઢપે પડેલાં હતાં.

"આ રવેશે ઘણા દિન પસાર થયા, અને દર રાત્રે તેનો તેજ હયબતનાક દેખાવ ફરી ફરીથી બન્યા કીધો. તોયે પણ અમોએ પૂર્વ તરફ વહાણ હંકારવા માંડયું, કેમકે તે તરફ જમીન જલદી મળશે, એવી મારી ગણતરીથી મને લાગતું હતું. પણ જો દિવસે અમો આગળ વધતા, તો રાત્રે પાછા તેની તેજ જગ્યાએ આવી જતા હતા, એમ અમોને બીજી બામદાદે જણાતું. આ અજાયબ જેવા બનાવ બાબે ઘણો અંદેશો કરતાં અમોને લાગ્યું, કે તે કામ મુવેલાં આદમીઓનું હોવું જોઇએ; અને તેટલા માટે આ નવી આફત દુર કરવાનો અમોએ મનસુબો કર્યો, કેમકે નહીં તો અમો દરિયામાં હંમેશના બંદિવાનો જેવા થઇ પડયે. એટલા માટે રાત પડવાની થોડુંક અગાઉ અમોએ સઢ ચઢાવવાનો એરાદો કર્યો, અને તેઓ ઉપર કશી અસર ન થાય, માટે અમોએ દરેક સઢ ઉપર જેમ આગળ દરવાજાઓ ઉપર લખ્યાં હતા, તેમ હઝરત પયેગમબર સાહેબનાં પાક નામો, તથા પેલા જાદુઇ કલામો લખ્યા, અને ત્યાર પછી શું બનાવ બને છે, તેની આતુરતાથી રાહ જોતા બેઠા.

"તે રાત્રે ગડબડ અને પોકારો હંમેશ કરતાં વધારે જોરથી સંભળાયા, પણ સવારના અમારી બહુ ખુશહાલી વચ્ચે અમોએ જોયું, કે સઢોને જરા હાથ વટીક લગાડવામાં આવ્યો ન હતો. આ મુજબ દર રાત્રે અમોએ કર્યાં કીધું, અને તેથી અમો ધીમેથી પણ ચાલુ આગળ વધ્યા જતા હતા. છઠે દિને સવારના અમારી

નજરે જમીન પડી, અને એવી દેહેશતનાક આફતમાંથી અમારો છુટકારો કરવા માટે અમો બંનેએ સાથે એકી વખતે ઘુંટણુ મરડિયે પડીને તે માયાળુ દાદગરનું અહેસાન માન્યું. હવે અમો મુવેલાઓનાં મકાનોમાંથી જીવતાંઓની જમીન ઉપર પાછા ફરનાર હતા.

"અમારી તરતી કબરમાંથી બચાવવાની ઉમેદે અમોને બેવડું જોર આવ્યું; અમોએ જેમતેમ કરી લંગર નાખ્યું, અને તુટક ઉપર એક નાહાનો મછવો હતો, તે ઉતારીને કિનારા તરફ હંકારી



ગયા. કિનારે અમો એક મુસાફરખાનામાં ઉતર્યા, અને જરા આરામયશ લીધી, કે જેની અમોને ઘણી જરૂર હતી. ત્યાર પછી તે ગામમાં જાણીતા થયલા કોઇ હુશિયાર અને દાનેશમંદ જાદુગર બાબે અમોએ મુસાફરખાનાના રખેવાલથી ખબર કાહાડતાં, તે મને એક બીજા મોહોલ્લામાં લઇ ગયો, અને ત્યાંના એક નાહાના

મકાનનો દરવાજો ઠોકયો; **પછી મને મુલી** બાબે પુછવા કહીને તે ત્યાંથી ચાલી ગયો.

"દરવાજો ખોલ્યો, અને **મુલી** જાદુગરના પુછવાથી જ્યારે મેં તેને મારો તમામ અહેવાલ કહી સંભળાવ્યો, ત્યારે તે બોલ્યો, 'કોઇ અઝીમ ગુનાહને માટે આ મુજબ આ વાહાણ ભર દરિયે અટકી ગયું છે. અગર જો તેમાંનાં મુડદાંઓને કિનારે લાવવામાં આવે, તો તેઓ આ જાદુઇ બંદમાંથી ખલાસી પામે, પણ તેમ કરવા સારૂ વહાણના જે ભાગ ઉપર તેઓ પડેલાં છે, તે ભાગ એમનો એમ કાપીને હ્યાં ઉંચકી લાવવો જોઇએ.'

"અગર જો આ કામમાં મને મદદ કરે, તો **મુલી** જાદુગરને તેની મહેરબાનીનો બદલો સારી રવેશે વાળી આપવાની મેં કબુલાત આપી, જે તેણે કબુલ કરવાથી, અમો પાંચ ગુલામો, કોદાળીઓ, કરવતો, વગેરે લઇને પાછા વાહાણ ઉપર જવા નિકળ્યા. રસ્તે ચાલતાં તે જઇફ જાદુગરે અમોએ સઢો ઉપર હઝરત પયગમબર સાહેબનું પાક નામ લખ્યું હતું, તે વિચારને માટે અમારી ઘણી તારીફ કીધી, અને જો તેમ ન કરવામાં આવતે, તો અમો કદી ફરીથી જમીન જોવા ન પામતે, એમ તેણે અમોને જણાવ્યું.

"અમો જ્યારે વાહાણ ઉપર જઇ પોહોંચ્યા, ત્યારે હજી બપોર હતી, માટે અમો અમારે કામે તરત લાગી ગયા, અને થોડાજ વખતમાં ચાર મુડદાંઓને તેઓ જે જગ્યાએ પડેલાં હતાં, તે જગ્યાનાં પાટિયાં કાપી કહાડીને પાટિયાં સુધાંજ ઉંચકીને અમારા મછવામાં મુકયાં, અને બે ગોલામોને તે મુડદાં સોંપીને જમીન ઉપર તેઓને ડાટવાને મોકલ્યા, પણ તેઓએ પાછા આવીને અમાને ખબર કીધી, કે જમીન ઉપર ઉતારતાંને વારજ તેઓની ખાક થઇ ગઇ. અમોએ અમારૂં કામ ચાલુ રાખ્યું,

અને સાંજ પડવા આગમજ સઘળાં મુડદાંઓને જમીન ઉપર લઇ જવામાં આવ્યાં. ફક્ત મોટાં ડોલ સાથે જડી લીધેલોજ શખ્સ બાકી રહ્યો. અમોએ તેને ખીલામાંથી છુટો કરવાની ઘણીબી મહેનત કીધી, પણ ફોકટ. અમારાં હથિયારો તે ઉપર ચાલ્યાંજ નહીં અને તેથી મને ફિકર લાગી, કે તે ડોલ આખો ને આખો કાપીજ કહાડવો પડશે, પણ તેટલાં મુલીએ પોતાના એક ગુલામને કિનારે જઇ ત્યાંથી એક વાસણ ભરીને ખાક લાવવાનો હુકમ કર્યો, જે લાવ્યા પછી તેણે તે શખ્સનાં માથાં ઉપર રેડી, અને તેજ વેળા કાંઇ જાદુઇ કલામો પઢયા કીધો.

"તરતજ તે મુડદાંની ચશ્મો હાલવા લાગી, તેણે એક સર્દ હાય મારી, તેનાં કપાળ માંહેલા જખમમાંથી લોહી વહેવા લાગ્યું, તે માંહેલો મોટો ખીલો બહાર નિકળી પડયો, અને તે શખ્સ પોતે પણ તરતજ નજદીક ઉભેલા એક ગુલામના હાથોમાં આવી પડયો.

"'મને હ્યાં કોણ લાવ્યું છે?' આ મુજબ તે ઘણાજ નબળા અવાજે બોલ્યો.

"જે ઉપરથી મુલીએ મારી ગમ આંગળી કરી મને બતલાવ્યો.

"મારી તરફ જોઇ, તે બોલ્યો, 'આહ! અલ્લાહ! અલ્લાહ! ખોદા તમાને સલામત રાખે! અય બેગાના જુવાન! તે અલ્લાહની હજારો હજાર દોવાઓ તમારી ઉપર હોજો! મારી મુવેલી જેવી જીંદગીનાં કંગાળ બંદમાંથી તમોએ મારે છુટકારો કર્યો છે. જેવી હાલતમાં તમોએ મને જોયો હતો, તેવી હાલતમાં બરાબર પચાસ વર્ષો થયાં મારૂં તન દરિયાની ઉપર એક મુરદાંની માફક લટકેલું રહ્યું છે; દર રાત્રે મારામાં પાછો જાન આવતો, અને પાછો તેજ કંગાળ મોતે હું મરી જતો; પણ શોકર અલ્લાહ!

કે મારા માથાંને ખાક લાગી છે, અને હવે હું મારા ગુજરેલા આપદાદાઓની સંફમાં જવા પામીશ.'

"આવી હયબતનાક હાલતમાં તે કેવી રીતે આવી પડચો હતો, તેનો અહેવાલ મને જણાવવાને, મેં તેને અરજ કીધી, જે ઉપરથી તે બોલ્યો, 'પચાસ વર્ષો અગાઉ હું એક મોટી હકુમત વાળો ઉમરાવ હતો, અને **આલજીરિયા** ખાતે વસ્તો હતો. વેપાર ધંધા વગર ચમનમાં રહી શકું એટલી બધી દોલત મારી પાસે હતી; પણ દિલમાં દોલત વધારવાનો લોભ જાગ્યો, અને વળી જાતે હું બદ ઇલતી હતો, માટે જો વધારે દોલત હોય, તો મારા મનની મુરાદ વધારે બર આવે, એવા ખિયાલથી વેપાર કરવાનો મેં એરાદો કીધો, અને તે સબબસર એક વહાણ વેચાતું લઇ સફર કરવાની તમામ તૈયારીઓ કીધી. વાહાણ હંકારવાની થોડા દહાડા અગાઉ **ઝાન્ટી** નામનો એક ગરીબ દરવીશ, કે જે **મક્કા**થી હજ કરીને પાછો ફરતો હતો, તેને મેં વાહાણ ઉપર લીધો, અને પછી અમો અમારી સફરે નિકળ્યા; હું અને મારા રફિકો ઘણા તોફાની શખ્સો હતા, માટે પેલા નેક દરવીશની પરહેજગારીની કશી દરકાર કર્યા વગર તેની વારંવાર ઘણી નાલાયક મશ્કેરી કર્યા કરતા હતા, કે જે તે હંમેશાં ઘણી સબુરી સાથે સાંખી જતો હતો અથવા અમોને નરમ ઠપકો આપતો હતો. પણ એક કમનસીબ દિને મેં બહુ શરાબ પીધો, અને તે વેળાએ મારી કોઇ તકસીરને ખાતર તેણે મારી ખરાબ ચાલ બાબે મને ઠપકો આપ્યો. એથી મારો ગુસ્સો ઉશ્કેરાયો, અને મેં તેને નિચે પટકી તેનાં ગળાંમાં મારૂં તેજ ખંજર ભોકી દીધું.

"મરતી વખતે તેણે અમોને બદ દોઆ દીધી, કે જ્યાં તુલીક અમારાં માથાંને ખાક લાગે નહીં, ત્યાં તુલીક અમોએ નહીં જીવતી કે નહીં મુવેલી એવી બેકરાર હાલતમાં રહેવું. તેની આ ભપકીની જરા પણ દરકાર વગર અમો સામા

તેની તરફ હુસ્વા લાગ્યા, અને તેને ઉંચકીને દરિયામાં હોમાવી દીધો; પણ હજી તો આમદાદ ન થઇ, તેટલાંમાં તેની બદ દોઆ ખરી પડી. મારા ખલાસીઓમાનાં થોડાકોએ મારા વાહાણના માલમની સરદારી તળે એક બળવો ઉઠાવ્યો; હું મારા થોડાક નિમકહલાલ નોકરો સાથે તેઓની સામે બલતવારીથી લડયો, પણ મારા તમામ નોકરો મારી નજર સામે માર્યા ગયા, અને મારા પગ આગળ મુવેલા પડ્યા. મને તે કંગાળોએ પકડીને સર્વેથી મોટાં ડોલ સાથે એક ખીલો મારી જકડી લીધો, તો જોકે તેઓ પણ સર્વે તેઓને થયલા કારી જખમોથી પછી મરી ગયા; અને એ મુજબ મારૂં વહાણ જાણે એક મોટી તરતી કબર જેવું થઇ ગયું.

"'મારી ચશ્મો ઢંકાઇ ગઇ, મારો દમ બંધ થઇ ગયો, અને મને લાગ્યું, કે હું હવે મરી જાઉં છું; પણ અફસોસ! એ તો માત્ર એક થોડાક વખતની બેહોશી હતી. બીજી રાત્રે બરાબર તેજ વખતે, કે જ્યારે અમોએ તે નેક દરવીશને દરિયામાં હોમાવી દીધો હતો, ત્યારે હું અને મારા રફિકો પાછા બીદાર થયા, અને થોડાક કલાકો સુધી અમોને અમારી જીંદગી પાછી મળી. પણ તે શું કામની? અમો બીજું કશું પણ બોલી કે કરી શકતા નહતા, પણ પેલી હયેબતનાક રાત્રે જે કમનસીબ બનાવ બન્યો હતો, તેજ માત્ર ફરીથી બન્યો.

"'અને એ મુજબ અમોને સજા તરીકે તે બનાવ આજ પચાસ વર્ષો થયાં દર રાત્રે બન્યા કરે છે. કોઇ વખતે અમોને ખુદરતી રીતેજ એકાએક ખોટી ઉલટ થઇ આવતી, અને અમો અમારાં તમામ સઢો ચહડાવી દેતા, એવી ઉમેદમાં કે દરવીશની બદ દોઆ કરતાં કદાચ પવન વધારે જોરેમંદ નિવડશે, અને કાંઇ નહીં થશે, તો આખરે વહાણ જોરેમંદ નિવડશે, અને કાંઇ નહીં થશે, તો આખરે વહાણ એકુ ખડક સાથે જઇ અથડશે, તોબી અમારો છુટકારો થશે; પણ તોબાહ! અમારા જેવા કમતાલેના

કોઇજ નહુશે, કેમકે મોત પણ અમોને યારી આપવાને બદલે એવી ખરાબ હાલતમાં અમોને મુકી ગયું હતું! પણ શું કરે અલ્લાહ! આખરે મારી આ કંગાળ જીંદગીમાંથી છુટકો થયો છે; મારાં લોહીની સાથેજ મારી જીંદગી પણ વહી ગઇ છે! મારો છુટકારો કરવા માટે હું ફરીથી તમારો અહેસાન માનું છું. ખોદા તમારો નેગેહબાન થજો! આ તમારાં અહેસાનનો બદલો જો દોલતથી વળતો હોય, તો મારૂં આખું વહાણ તેમાંના તમામ ખજાના સાથે તમો કબુલ કરો! હું તે મારી ઉપર તમોએ કીધેલી મહેરબાનીના એક નજીવા બદલા તરીકે તમોને બક્ષેશ કરૂં છું. સલામ!'

"છેલ્લા હરૂફો તેનાં મોહુમાંથી નિકળવાં સાથેજ તેણે પોતાનો જાન મુકયો. મેં વહાણ ઉપરનો તમામ વેપારી માલ મોટી કિમ્મતે વેચી નાંખ્યો, અને દાનેશમંદ મુલીને તેની મહેનતનું ઘણું સરખું દામ આપી, થોડાંક માણસો મારી નોકરીમાં લઇ મારાં વતન તરફ હંકારવા માંડયું. આ મુજબ ન ધારેલી રીતે એટલો ઝડફથી પાછો ફરવાને લીધે, તથા વળી ટુંક મુદતમાં પુષ્કળ ખજાનો લાવવાને લીધે, મારા બાબે લોકો તરેહવાર ગપાટાઓ ઉરાડવા લાગ્યા.

"તેઓ કેહેવા લાગ્યા, કે **શીનબાદ** ખલાસીએ જણાવેલી નાદર હીરાઓની પેલી ખાણ મારે હાથ લાગી હશે.

"મેં તેઓના બોલવાની કશી દરકાર કીધી નહીં; પણ મારા દાખલા ઉપરથી જેવો એક છોકરો અઢાર વર્ષનો થાય છે, કે **બલસોરા** શહેરના વેપારીઓ તેને મુસાફરી કરવાને મોકલી દે છે, એવી ઉમેદથી કે તેઓ પણ મારીજ મુવાફેક ખજાનો મેળવવાને નસીબદાર થાય. પણ દુન્યા ઘણી બહોળી છે, અને ખજાનો કમતર છે, માટે જ્યારે પણ મારા જુવાન દોસ્તો દૌલતની ખોળમાં

જાય છે, ત્યારે હું કહું છું, 'જો નસિબ સંજોગે કોઇ સારી તક હાથ આવે, તો તે ચુકશો ના, પણ તેમાંથી ફાયદો મેળવજો, અને અલ્લાહનું અહેશાન માનજો; પણ હંમેશાં યાદ રાખજો, કે સર્વેથી વધારે કિમતી ખજાનો હિમ્મત અને ખંત છે. આ બે ગુણો ધરાવશો, તો તમોને દુન્યાનો તમામ ખજાનો અને સુખ મળ્યાં એમ સમજજો.' "



જ્યારે **અશમત** પોતાની હેકાયત કહી રહ્યો, ત્યારે **મુલી** બોલ્યો, "ખોદા શાહેદ છે, જો કે બધાંનું સેવટ તો સારૂં આવ્યું છે, તોયે જ્યારે હું પેલા બદબખ્ત નાખોદાનો અને તેના મગજમાં થોકેલા પેલા મોટા ખીલાનો વિચાર કરૂં છું, ત્યારે મારાં હાડેહાડ ધુજે છે. હવે હું સુવા જઇ શકતો નથી, કેમ કે નહીં તો ખાબમાં પણ તે દેખાવ મારી નજરે પડવા વગર રહેનાર નથી." પછી તે પાંચમા વેપારી તરફ ફરીને બોલ્યો. "વળી મારા પ્યારા **અબદુલ**, જો હવે તમો કાંઇ હેકાયત કહેવાના હોવ, તો તે આજે સાંજનાજ અમોને કહી સંભળાવવી પડશે, કેમ કે આવતી કાલે તો આપણે સઘળા છુટા પડીશું. ચાલ, દોસ્ત ઉલટ પકડ અને કાંઇ એવી દિલપસંદ અને રમુજી વાત અમોને કહી સંભળાવ, કે અમારાં મગજ ઉપરથી પેલાં ભૂતાળવાં વહાણુની હેબતનાક વાતનો છાપ વિસરાઇ જાય."

અબદુલ પોતાનો હુક્કો ગગડાવતો ગગડાવતો બોલ્યો, "ખુબ, હું મારેથી બનતું કરીશ, અને જો છેલ્લી હેકાયતથી તમારૂં દિલ રંજીદા થયું હશે, તો મારી ખાત્રી છે, કે મારી હેકાયતથી તે પાછું ખુશ થશે. હું ચોક્કસ છું, કે મારી વાર્તાના મુખ્ય શખ્સ, સૈયદની હિમ્મત, જોર વગેરેનાં દાસ્તાનથી તમો ખુશી થયા વગર રહેશો નહીં, કેમકે તેનું માનિતું નામ અને તવારીખ આટલાં બધાં વર્ષો વિત્યા છતાં આજે પણ બગદાદ શાહેરનાં લોકો પ્યારથી યાદ કરે છે."





# દિલાવર સૈયદ.



બગદાદના મશહુર ખલીફ **હારૂન-અલ-રશીદનાં** વખતમાં **બલસોરા** શહેર ખાતે એક જાણીતો શખ્સ રહેતો હતો કે જેનું નામ **બેનેઝર** કરી હતું. લોકો તેને એક અતી સુખી અને દાનેશમંદ શખ્સ તરીકે પીછાણતાં હતા. કાંઇ પણ ધંધો રોજગાર વગર સુખથી રહી શકે એટલી દોલત તેની પાસે હતી; તે એટલી કે જ્યારે તેની મોટી ઉમરે તેને ત્યાં એક બેટો પેદા થયો, ત્યારે પણ તેને કશો ધંધો કરવાની જરૂર ન હતી.

"મારા બુઢાપામાં મને ધંધો કરવાની શી જરૂર છે?" તેણે એક દિને પોતાના પાડોશીને કહ્યું, "તેમ કરવાથી મને શું ફાયદો હાંસલ થનાર છે? જો કમાયો, તો મારા સૈયદને જરા વધારે દોલત આપી જવી, ને જો નુકસાન થયું, તો તેને વધારે ગરીબ હાલતમાં મારી પછી મુકી જવો, એજ કેની? લાલચ કરવામાં ફાયદો શું? લોકો કહે છે, તે ખરી વાત છે, કે બે જણાંમાં ત્રીજો સેહેલાઇથી સમાઇ શકે છે. મારી ફકત એટલીજ ઉમેદ છે, કે મારો બેટો એક નેક અને લાયકીવાળો છોકરો નિવડે, બાકી દોલત તો એને વાસ્તે મારી પાસે પુરતી છે."

આ મુજબ **બલસોરાના બેનેઝરનો** વિચાર હતો. તેણે જોકે પોતાના બેટાને એક વેપારીને લાયકની તાલીમ આપી ન હતી, તોયે તેને તેના ધર્મની કેળવણી ઘણી સારી આપી હતી. તેને।

એવોજ વિચાર હતો, કે બેટાઓને પોતાના કરતાં વધારે બુઝોર્ગોને અને અક્કલમંદોને માન આપતાં શિખવવું જોઇએ, અને તે ઉપરાંત તેઓને હિમ્મતવાન થવા કવાયદવાળા કરવા જોઇએ. એવો વિચાર ધરાવવાને લીધે તેણે સૈયદને હથિયારો ખેળવાની સારી રવેસે તાલીમ આપી હતી. અને તે સબબથી તે બલસોરાના જુવાનોમાં ઘણા હુશિયાર અને કૌવતમંદ તરીકે જાણીતો થયો હતો, અને તેની પોતાની ઉમરનો કોઇ પણ છોકરો સવારીમાં કે પટાબાજીમાં તેને મહાત કરી શકતો ન હતો.

અઢાર વર્ષની ઉમરે તેના બાપે તેને મકકે ધર્મની તાલીમ લેવા માટે રવાના કરવાનો વિચાર કર્યો. જ્યારે સૈયદ ત્યાં જવાને તૈયાર થયો, ત્યારે તેના બાપે તેને કહ્યું:—

"મારા બેટા, મેં તારી લાયકીને માટે હંમેશાં તુંને શાબાશી આપી છે, અને મારી અજમાયશનો લાભ મેં તુંને આપ્યો છે. તારી મુસાફરી જોગું નાણું મેં તુંને આપ્યું છે, પણ હવે એકજ વાત તુંને ચેતાવવાની જરૂર છે, કે જે બાર વર્ષ ઉપર ગુજરેલી તારી વાહાલી નેક માદરને ખાતર તુંને ચેતાવવાની હું મારી ફરજ જોઉં છું, કેમકે તે માદર બાબે તું કશું જાણતો નથી, સાધારણ લોકોની મુવાફેક હું જાદુ માનતો નથી, અને પરીઓ, જીનો, જાદુગરો, દેવો, વગેરે આદમ જાત ઉપર કાબુ ધરાવે છે, તે ઉપર મારો એતેકાદ નથી, પણ તેમ તારી માદર માનતી હતી, અને તેણીને તેઓ ઉપર પુર એતેકાદ હતો. એક દિન તેણીએ મને સોગંદ આપીને એક છુપી વાત કહી, કે જે જો તેણીને ત્યાં બેટો પેદા થાય, તો તેના શિવાય બીજા કોઇને પણ ન કહેવાને તેણીએ મને જણાવ્યું, અને તે છુપી વાત એજ હતી, કે તેણી પોતાની બચગીથીજ એક પરી સાથે દોસ્તી ધરાવતી હતી, જે તેણીને ચાહાતી તથા મદદ કરતી હતી. તેણીના એવા ભોળા મિજાજ તરફ હું હસ્યો; તો જોકે મારા વહાલા બેટા, મારે તારી આગળ કબુલ કરવું

જોઇએ, કે તારા જન્મ વખતે ચોકસ ચમત્કાર બન્યો હતો, કે જેથી હું ઘણો અજાયબ થયો હતો.

"તારા જન્મને દિને આખો દિવસ માર મારનો વરસાદ ગાજવીજ સાથે વરસ્યો, અને આસમાન એવું તો શીયાહ થઈ ગયું, કે રોશની વગર વાંચી પણ ન શકાતું હતું. બપોરના આશરે ચાર વાગ્યાને શુમારે ઘરની દાસીઓએ આવીને મને ખબર કીધી, કે મારે ત્યાં એક બેટો પેદા થયો હતો. આ ખબર સાંભળીને હું એકદમ તારી માદરનાં ઓરડામાં દોડી ગયો; પણ તેણીની દાસીઓએ મને અંદર દાખલ થતો અટકાવ્યો, અને જણાવ્યું, કે તેઓની બાઇએ ખુદ તેણીઓને પણ ઓરડામાંથી બહાર મોકલી હતી, અને હુકમ કર્યો હતો, કે કોઇને પણ તેણીના ઓરડામાં જવા દેવું નહીં.

"તેઓનાં બોલવાની જરા પણ દરકાર કરવા વગર મેં તેણીના ઓરડાનો દરવાજો ઘણી વખત ઠોક્યો, અને તારી માદરને હાંક મારી બોલાવી, પણ સઘળું ફોકટ; તેણીએ નહીં દરવાજો ખોલ્યો, કે નહીં જવાબ આપ્યો.

"હું હજી તો ફિકરમંદ દિલે ત્યાં ઉભેલો હતો, તેટલાં આસમાન ઘણું જલદી પાછું ખુલ્લું થઇ ગયું; પણ મને ઘણી જે અજાયબી લાગી, તે એટલા માટે હતી, કે જોકે બલસોરામાં આસમાન ખુલ્લું હતું, તોયે આસપાસ બીજે ઠેકાણે ગાજવીજ અને ઘેરો થયલો હતો. આ મુજબ હું આસમાન તરફ જોતો ઉભો હતો, તેટલાં તારી માના ઓરડાનો દરવાજો ઉઘડ્યો, કે હું તરતજ અંદર ધસ્યો ગયો, પણ ત્યાં સઘળે ઠેકાણેથી ગુલાબની એવી તો મજબુત ખુશબો નિકળતી હતી, કે તેથી મારૂં મગજ પણ ફરવા લાગ્યું; પણ તેથી તારી માને તો જાણે કશી અડચણ થતી ન હોય, એમ જણાતું હતું, તેણીએ ખુશ ચેહેરે

તને મારા હાથોમાં મુકયો, અને રેશમની અતિ પાતળી દોરી જેવી સોનાની સુંદર સાંકળી, કે જે તારાં નાજુક ગળાંમાં પહેરાવેલી હતી, તેને છેડે પોચલી એક નાહાની રૂપાંની સીસોડી મને બતલાવી.

"તેણી બોલી, 'જે નેક પરીને માટે મેં તમોને એક વાર કહ્યું હતું, તે હ્યાં આવી હતી, અને તમારા નાહાના બેટાને માટે તેણીએ આ ભેટ આપી છે.'

"'ત્યારે શું હમણાં આટલું જલદી આસમાન ખુલ્લું થઇ ગયું, તેબી તે પરીએ કીધું કે? અને ગુલાબની આ સખ્ત ખુશબો પણ તેવણ મુકી ગયાં કે?' મેં જરા હસીને પુછયું.

"પણ તરતજ તારી માદરે પોતાનો હાથ મારાં મોંહ ઉપર મુકયો, અને મને નહીં હસવાની અર્જ કીધી. તેણી બોલી, 'પરીઓ જાતે ઘણી નરમ દિલની હોય છે, તથા જરામાં ગુસ્સો લઇ ઉઠે છે, અને તેટલા માટે એક પળમાં પોતાની મહેરબાની ફેરવી નાખીને સખ્ત દિલની થઇ જાય છે.'

"રખે તેણીનું દિલ આઝોર્દે થાય, એવા વિચારથી હું વધુ કાંઇ બોલ્યો નહીં; એ મુજબ અમો વચ્ચે ફરીથી એ બાબે કશી ગોફતેગુ થઇ નહીં, પણ છ વર્ષ વહી ગયા બાદ જ્યારે મારી પ્યારી ઝેમિરાને યાને તારી માદરને એમ લાગ્યું કે તેણી હવે વધુ વખત આ દુન્યામાં રહેશે નહીં, ત્યારે તેણીએ પેલી નાહાની રૂપાંની સીસોડી મારે હવાલે કીધી, અને જ્યારે તું વીસ ઉમ્મરે પુગે, ત્યારે તુંને તે આપવાની મને અરજ કીધી. વીસ વર્ષેજ તે આપવાની મતલબ એ, કે તેટલી મુદત સુધી તું મારી પાસેજ રહે. પછી થોડુંકમાંજ તારી નેક માદર આ ફાની દુનિયાથી ઉઠી ગઇ. મારા બેટા, તે પરીની બક્ષેશ આ રહી, જો." (જુઓ આ પુસ્તકનાં પહેલાં પાનાં ઉપરનું ચિત્ર.) એમ કહી, તેણે એક સુંદર પેટીમાંથી સીસોડી બહાર કહાડી, અને બોલ્યો, "એ કોણુની પાસેથી આવી છે, તે બાબે કશો પણ અંદેશો કર્યા વગર

મને તે તુને આપવાની જેમ અરજ કરવામાં આવી છે, તે મુજબ હું તે તારે હવાલે કરૂં છું; વળી તે જે ઉમ્મરે તને આપવાની મને અરજ કરવામાં આવી છે, તે વખતની આગમજથી હું તને તે આપું છું, સબબ કે તું હવે મારી આગળથી જનાર છે; હું ઘણો જઇફ થયો છું, માટે તું મને પાછો આવી મળે, તે આગમજ તો હું મારા વડવાઓની સંફમાં જઇ બેસીશ. જેમ તારી મરનાર માદરે ચાહ્યું હતું, તેમ હું તને પુરેપુરાં વીસ વર્ષ તુલીક હ્યાં મારી પાસે રાખી મુકવાનું દરેસ્ત જોતો નથી, સબબ કે તું એક દુરઅંદેશ અને નેક ખસલતનો જવાન છે. તું તારી હમણાંની અઢાર વર્ષની ઉમરમાંજ એક પચીસ વર્ષની ઉમ્મરના મર્દ જેટલું કૌવત ધરાવે છે, અને તેટલા વાસ્તે તને હવે દુન્યામાં આગળ પડવા દેવાની મને ઝાઝી ફીકર નથી. મારા બેટા, જા અને મારી ખયર દુવાઓ હંમેશાં તારી ઉપર હોજો! સુખ અને મુસીબતમાં પણ કોઇ વખત તારા જઇફ બાપને યાદ કરતો રહેજે."

બલસોરાના બુઢા બેનેઝરે આ મુજબ બોલી પોતાના બેટાને જવાની રજા આપી. સૈયદ પોતાના બાપને ઘણી માયાથી મળી ભેટીને છુટો પડયો, તોપણ તેને પોતાના બાપથી છુટું પડતાં દિલમાં ઘણું લાગ્યું. તેણે પેલી પરીવાળી સીસોડી સાથની સોનાની સાંકળી ગળામાં ઓળવી, અને પછી ઘોડા ઉપર સવાર થઇ જે જગ્યાએ વણજાર પોતાની મુસાફરી શરૂ કરવા આગમજ ભેગી મળનાર હતી, ત્યાં જઇ ઉભો. થોડાજ વખતમાં આખી વણજાર જમા થઇ. તેમાં સઘળાં મળી એંસી ઉંટો, અને એક સોથી પણ સવારો હતા. આખરે વણજારને કુચ શરૂ કરવાનો હુકમ કરવામાં આવ્યો, અને એક કલાકમાં તો સૈયદને બલસોરાના દરવાજાઓ વટીક દેખાતા બંધ થયા, કે જે શાહેરમાં ઘણાં વર્ષો તુલીક પાછું ન ફરવાનું તેનાં નસીબમાં લખાયલું હતું.

કોઇ દીન બહાર મુસાફરી કરવા ગયલો નહીં, એટલે રસ્તાની

મજાહ, નવું નવું જોવાનું, અને નવાઇના દેખાવો, વગેરે હજારો બાબદો, કે જે તેણે પેહેલીજ વખત જોઇ, તેથી સૈયદનું ધ્યાન થોડાક દિવસો તુલીક તો રોકાયલું રહ્યું, પણ જ્યારે તેઓ સર્વે રેતીનાં રણમાં દાખલ થયા, અને રેતીને રેતી શિવાય બીજું કશું નજરે ન પડયું, ત્યારે સૈયદનું મગજ બીજી બીજી બાબદો ઉપર ભમવા લાગ્યું, કે જે સર્વેમાં તેના બાપે કહેલી પરીની વાતે તેના મગજ ઉપર વધારે અસર કીધી હતી. તેણે તરતજ પેલી નહાની સીસોડી બહાર કહાડી, તેને ઘણી અજાયબી સાથે ફેરવી ફેરવીને જોવા લાગ્યો, અને પછી તે વગાડવાની કોશેશ કીધી; પણ તે તમામ ફોકટમાં! સબબ કે તેમાથી જરા પણ અવાજ નિકળ્યો નહીં! માત્ર શોભિતી પણ હલકી કિમતની એક ચીજ છે, એમ મનમાં ધારી, તે તેને પાછી અંદર મુકી, તો જો કે તેની માદરના ભેદ ભર્યા બોલો તે ભુલી ગયો ન હતો. પોતાની બચપણમાં તેણે ઘણી વખત પરીઓ અને જાદુગરોને લગતી હેકાયતો સાંભળી હતી. પણ તે કોઇ પોતાના લાગતા વળગતાના સંબંધમાં તે ન હતી, પણ હંમેશાં તે કોઇ દુરની જગ્યા અને ઘણા આગળા વખતને લગતી હોવાથી તે ઉપર તેણે કાંઇ ધ્યાન આપ્યું ન હતું, અને તે એમજ ધારતો હતો, કે તલેસમ અને જાદુના દહાડાઓ હવે વહી ગયા છે, તથા પરીઓ આદમ જાતની મુલાકાતે આવતી હવે બંધ થઇ છે.

સૈયદ જવાન અને ખુબસુરત હતો, અને જો કે તેની ઉમર ફકત અઢાર વર્ષની હતી, તોયે તેનો દેખાવ મર્દાનગી ભરેલો હતો. વળી તેનો પોશાક તેને છાજતો હતો, અને ઘોડેસવારીમાં તે ઘણો હુન્નરમંદ હતો. આ સર્વેને લીધે તેની વણજારમાંના સાથીઓનું તે હંમેશાં પોતાના તરફ ધ્યાન ખેંચતો હતો. તેઓમાંનો એક જઇફ મર્દ બીજાઓ કરતાં તેની તરફ વધારે માયા રાખતો હતો, અને સૈયદની ચંચળાઇથી તથા તેના અદબથી તેની ઉપર ઘણો ખુશ

થતો હતો. સૈયદ અને તે બુજોર્ગ શખ્સ હંમેશાં કાંઇને કાંઇ બાબદ ઉપર ગોફતેગુ કર્યા કરતા હતા, જે ઉપરથી એક દિન સૈયદે તેને પોતાના મગજમાં ઘેરાયા કરતી જીન પરિયાંઓને લગતી બાબદ વિષે પુછયું. તેણે તેને સવાલ કર્યો, કે તે જીન પરિયાંઓની હૈયાતી બાબે માનતો હતો કે નહીં.

આ ઉપરથી તે ઝઇફ મર્દ બોલ્યો, "મેં પોતે તો કોઇ દહાડે પણ કોઇ પરીને કે જીનને જોયાં નથી, તોયે તેઓ બાબે મેં ઘણી સત્તાવાર વાતો સાંભળી છે, કે જેથી તેઓની હસ્તી દરેક જણ કબુલ રાખે, એમાં કશી નવાઇ નથી. પછી તેણે સૈયદને જીન પરિયાંઓ બાબે ઘણીક વાતો કહી સંભળાવી. હવે તેને ચોકસ લાગ્યું, કે તે પણ કોઇ નેક પરીના આશરા તળે હતો, કે જેણીએ તેને માટે પેલી રૂપાંની નાહાની સીસોડી આપી હતી, કે જેથી કોઇ જરૂરની વખતે તે તેણીની મદદ માંગી શકે.

આખી રાત ખ્વાબમાં મોટા મોટા કિલ્લાઓ, જીન પરિયાંઓવાળા મહેલો, હવામાં ઉડતા ઘોડાઓ, કલ્પિત ઉડતા સરપો, વગેરે દેખાવો તે જોતો, પણ બીજે દિને સહવારના તેમાંનું કશું પણ તેનાં જોવામાં આવતું ન હતું. એક દિવસે વણજારે આખો દહાડો કાંઇ પણ હરકત વગર પોતાની કુચ ચાલુ રાખી, પણ તેટલાં રણને છેક દુરને છેડેથી એક ધાબું જેવું દેખાયું. કોઇ તેને રેતીનો ટેકરો કહેતું, તો કોઇ તેને વાદળું કહેતું; પણ સૈયદનો ઝઇફ દોસ્ત, કે જેણે આગળ ઘણી વખત રેતીનાં રણમાં મુસાફરીઓ કરી હતી. તેણે જણાવ્યું, કે તે તો તેઓની ઉપર ધસી આવતી ઘોડેસ્વાર અરબોની એક ટોળી હતી. આ સાંભળીને વણજાર માંહેલા તમામ મરદો પોતાનાં હથિયાર લેવાને તરત દોડયા; ઓરતોને અને સામાનને વચમાં મુકયાં. અને એ મુજબ બચાવને માટે દરેક રીતની તૈયારીઓ કરી રાખવામાં આવી. હવે તેઓની નજરે ઘોડેસ્વારો તથા તેઓના નેજાઓ પડયા; અને

તરતજ પછી એક તુફાનની ઝડફે તેઓએ દોડી આવીને વણજાર ઉપર હલ્લો કર્યો.

મુસાફરોએ ઘણી બહાદુરીથી પોતાનો બચાવ કર્યો, પણ લુટારાઓની સંખ્યા ચારસોથી પણ વધુ હતી; અવલમાં તેઓએ વણજારની ઉપર તીરોનો વરસાદ વરસાવ્યો, કે જેથી ઘણાક મુસાફરો માર્યા ગયા, અને ત્યાર બાદ તેઓએ નેજાથી હુમલો કર્યો. એવે બારીક વખતે આપણો પહેલવાન સૈયદ, કે જે સૌ કરતાં વધારે બહાદુરીથી લડતો હતો, તેને પોતાની સીસોડી યાદ આવી; તેણે તે લાગલી બહાર ખેંચી કહાડી, અને પોતાથી બને એટલી જોરમાં તે ફુંકવા માંડી, પણ તેમાંથી કશો પણ અવાજ ન નિકળ્યો. એથી નારાજ થઇને તેણે તે પાછી મુકી દીધી; પણ તરતજ તેને નવું કૌવત આવેલું લાગ્યું, અને ઘણા ગુસ્સાભેર તેણે પોતાની કમાન હાથમાં પકડી, મારવું કે મરવું, એવા ઇરાદાથી લુટારાઓ માંહેલો એક, કે જેણે બીજાઓ કરતાં વધારે ભપકાદાર પોશાક પહેરેલો હતો, તેની તરફ એવા તો જોરથી તીર તાંકયો, કે તેનું બદન આરપાર વીંધી નાખ્યું!

આ જોઇ સૈયદનો જઇફ દોસ્ત પોકારી ઉઠયો, "અસ્તગફર-અલ્લા! અય જવાન, તેં એ શું કર્યું? હવે આપણી સર્વની આખેરી આવશે!" અને તેનું આ મુજબ બોલવું ઘણું જલદી ખરૂ પડેલું જણાયું, સબબ કે જેવો પોતાના સરદારને માર્યો ગયલો જાણ્યો, કે આખી લુટારૂ ટોળીએ એક દેહેશતનાક પોકાર ઉઠાવ્યો, અને પછી વણજાર ઉપર એવો તો ગુસ્સા સમેત હુમલો કર્યો, કે જે થોડાક મુસાફરો ટકી રહ્યા હતા, તેઓ પણ હારી ગયા. સૈયદની ઉપર પાંચ કે છ અરબોએ સામટો હુમલો કર્યો, પણ તેણે પોતાનો નેજો ઉઠાવી, ઘણી બહાદુરી અને ચાલાકીથી તેઓને દુરના દુર રાખ્યા; એટલુંજ નહીં પણ તે માંહેલા બે જણને તેણે જખમી કીધા, પણ તેટલાંજ એક આંચકા સમેત

તે પોતાના ઘોડા ઉપરથી તુટી પડયો, સબબ કે જ્યારે તે લડતો હતો, ત્યારે એક લુટારાએ પોતાનો કમંદ તેની ગરદનની આસપાસ ફેંકી તેને બંદીવાન બનાવ્યો હતો. **સૈયદે** આ બંદમાંથી છુટવાને ઘણાંખી ફાંફાં માર્યાં, પણ ફેકટ. જેમ જેમ તે છુટવાને વધારે કોશેશ કરતો, તેમ તેમ તેની ગરદન ઉપરનો ફાંસો વધારે મજબુત થતો જતો હતો. આ મુજબ તેની ગમે એટલી બહાદુરી અને કૌવત છતાં બિચારો **સૈયદ** તેના દુશ્મનોના હાથમાં જીવતો કેદ પકડાયો.

આખી વણજાર માહેલાં થોડાંકો માર્યાં ગયાં હતાં, અને બાકીનાઓને બંદીવાન કરવામાં આવ્યાં હતાં. હવે સઘળા અરબો, કે જેઓ જુદી જુદી લુટારૂ ટોળીને લગાતા હતા, તેઓ પોતાની લુટ તથા પકડાયલા બંદીવાનો પોતપોતામાં વહેંચી લેવા લાગ્યા. જે ટોળીને ભાગે **સૈયદ** આવ્યો હતો. તેઓએ તેના મુશ્કા બાંધ્યા અને પછી તેઓએ પોતાના મથક તરફ કુચ શરૂ કીધી. પગથી માથાં સુધી હથિયારબંધ થયલા ચાર સિપાહો તેની આસપાસ ચાલતા હતા. કે જેઓ તેની તરફ વારંવાર ગુસ્સાભરી ચશ્મોથી જોતા, તથા તેને બેહદ ગાળો દેતા હતા. આ ઉપરથી **સૈયદને** લાગ્યું, કે તેણે જે શખસને મારી નાખ્યો હતો, તે મોટા દરજ્જાનો ધણી, યા કોઇ શાહજાદો હોવો જોઇએ.

ત્રણ દિવસો સુધી આ મુજબ ઘણી કંટાળા ભરેલી મુસાફરી કર્યા પછી જે વખતમાં માત્ર ઘોડાઓને થાક આપવાનેજ તેઓ થોબતા હતા, તેઓ ઝાડપાન અને તંબુઓવાળી એક જગ્યાએ આવી પોહોંચ્યા. ઓરતો અને બચ્ચાંઓનું એક ટોળું તેઓને ભેટવાને ભારે ખુશાલી સાથે સામેથી આવ્યું, પણ લુટારાઓએ તેઓને ફકત એકજ હરફ કહેવાથી તેઓની ખુશહાલી ઉડી ગઇ, અને દરેક જણ મોટે સાદે માહેતમ કરવા પડયું; દરેક જણ **સૈયદ** ગમ ગુસ્સાની નજરથી જોવા લાગ્યું.

સેંકડો હાથો તેને મારવાને ઉંચકાયા, અને દરેક જણ તેને ગાળો અને બદ દુવાઓ દેવા લાગ્યું. તેઓ બોલ્યા, "શું? આ નાપાક કુતરાએ આપણા બહાદુરમાં બહાદુર બુલંદ દરજ્જેના **આલમાનઝૉર**ને મારી નાખ્યો? એને જરૂર મારી નાખી, એનું ગોસ્ત કોહોળાં કુતરાંને ખવાડી દેવું જોઇએ છે." ત્યાર પછી બબ્બે બંદીવાનોને સાથે બાંધીને છુટા છુટા તંબુઓમાં વેહેંચી નાખવામાં આવ્યા, પણ ફકત **સૈયદ**નેજ એકલો એક સૌથી મોટા તંબુમાં લઇ જવામાં આવ્યો, કે જ્યાં ઘણા ભપકાદાર લેબાશવાળો એક ઝઇફ મર્દ બેઠેલો હતો. **સૈયદ**ને અંદર દાખલ કરવા પછી તે બોલ્યો, "ઓરતોની માહેતમથી, અને તમો લોકોના દિલગીર ચેહેરાથી મને લાગે છે, કે કાંઇ આફત આવી પડી છે. મારો બેટો—" હજી તો તે એટલું બોલ્યો નહીં, તેટલાંજ તમામ જણાં પોકારી ઉઠયાં, "હવે વધુ વખત આ દુન્યામાં નથી, અને આ રહયો તેનો ખુની! નામવર **સલીમ**, હુકમ ફરમાવો, કે કેવી રીતે એને મારી નાખવો? એને તીરોથી વીંધી નાંખી એક કુતરાને મોતે મારવો, કે એને ફાંસી દેવો, કે બે ઘોડાઓની વચ્ચે બાંધીને એને જીવતોજ ચીરી નાખવો?"

આ ઉપરથી **સલીમે સૈયદ** તરફ બહુ ગુસ્સાથી જોયું, કે જે બિચારો આ સઘળો વખત ચુપ પણ હિમ્મતથી ઉભો રહી સઘળું સાંભળ્યા કરતો હતો, અને પછી બોલ્યો, "અયે કંગાળ શખ્સ, તું કોણ છે? મારા બેટાના ખુની, મારી ખાતરી છે, કે તેં તેને એક નીચ ખુનીની મુવાફેક દગાથી ઠાર કર્યો હશે, બાકી હું નહીં ધારતો, કે તું તેની સામે આવીને લડવાની હિંમત કદી પણ કરે. જરૂર તેં તેની પીઠ પાછળથી તેને વીંધી નાંખ્યો હશે."

**સૈયદ**—નહીં, અને નહીંજ. હું તેની સાથે સામ સામી

લડયો, અને તે પણ જ્યારે તેને હાથે મારી સાથના આઠ જણાને માર્યા ગયેલા જોયા, ત્યારેજ.

**સલીમ**—શું એ રાસ્ત કહે છે?

આ ઉપરથી એક સિપાહે જવાબ દીધો, "હા સાહેબ, એ તો એ રાસ્તજ કહે છે."

આ સાંભળીને એક બહાદુર લડવૈયાઓને છાજતી હિમ્મત રાખીને પોતાનો ગમ દાબી **સલીમ** બોલ્યો, "જો એમજ હોય, તો જેમ આપણે એની તરફ વરત્યા છીએ, તેવીજ રીતે એ પણ આપણી સાથે વરત્યો છે. એક દુશ્મન કે જેણે એની ઉપર હુમલો કર્યો, તેની સાથે એ લડયો, અને તેમાં તે એને હાથે બેજાન થયો. ખબરદાર, તરત એને બંદમાંથી છુટો કરો."



આ હુકમ સાંભળીને તમામ આરબો પોતાના સરદાર તરફ અજાયબીથી જોવા લાગ્યા, અને તેનો હુકમ બજાવવાને જાણે આનાકાની કરતા હોય, એમ જણાયા. તેઓ માંહેથી એક બોલ્યો,

"સાહેબ, શું આપના બેટાનો ખુની છુટી જાય? જો એમ અમો જાણતે તો મયદાનમાંજ એનો જાન લેતે!"

**સલીમ**—નહી, ખબરદાર, એને કોઇ મારે નહીં. હું એને મારી નજદીક મારા નોકર તરીકે રાખીશ, મારે ભાગે આવેલી લુટના એક હિસ્સા દાખલ હું એની ઉપર મારો દાવો કરૂં છું.

**સૈયદ** આ જઇફ શખ્સનું આવું મોટું દિલ જોઇને એટલો તો ગાફેલ બની ગયો, કે તેનું અહેસાન વટીક માની શકયો નહીં; તેણે પોતાનો ઉપકાર જાહેર કરવા, તથા પોતે તેનો એક તાબેદાર છે, એમ જણાવવા માટે ઘુંટણ મરડિયે પડીને **સલીમ**નો હાથ લઇ તે ઉપર બોસો લીધો. આ સઘળો બનાવ જોઈ, દરેક જણ તંબુમાંથી બડબડતું નિકળી ગયું; અને બુઢા **સલીમ**નો હુકમ જ્યારે બહાર ઉભેલી ઓરતો અને બચ્ચાંઓને જણાવ્યો, ત્યારે તેઓ સર્વે જણાં દુઃખનો પોકાર મારવા લાગ્યાં, અને બુમો પાડવા લાગ્યાં, કે જો **સલીમ** નહીં, તો તેઓ પોતે **આલમાનઝોર**નું વેર લેશે.

બાકીના કેદીઓને જુદીજુદી ટોળીઓના કુટુંબોમાં વેહેંચી નાખવામાં આવ્યા. તેઓ માંહેલા કેટલાકો નાણાંની રકમો આપીને પોતાનો છુટકારો મેળવનાર હતા, જ્યારે બીજાઓ જેઓ પાસે પૈસા ન હતા, તેઓને ગુલામ તરીકે જમીન ખેડવા કે ઢોરો ચરાવવાના કામ ઉપર લગાડવામાં આવ્યા. આ બિચારા કમનસીબોમાંનાં કેટલાકો જેઓ એક વાર પોતે દશ ગુલામો ધરાવતા હતા, તેઓને હવે પોતાને એક નીચ ગુલામ તરીકે કામ કરવાની ફરજ પડી.

પણ **સૈયદ**નો હાલ તો ઉપલાઓ કરતાં તદન જુદોજ હતો. ખોદા માલુમ તેના ખુબસુરત દેખાવથી, યા તેની અમીરી ઠપછપથી

કે કોણ જાણે પેલી પરીની છુપી મહેરબાનીથી **સલીમ** તો તેની ઉપર દિવાના જેવો બની ગયો હતો, અને તેને પોતાનાજ તંબુમાં એક ગુલામ તરીકે નહીં, પણ પોતાના એક બેટાના જેટલી માયા સાથે રાખ્યો હતો. એટલું છતાં બીજાઓનો તેની તરફનો કોફ જરા પણ ઓછો થયો ન હતો. જો તે તંબુમાંથી જરા છાવણીમાં અહીં તહીં ફરતો, તો દરેક જણ તેને દરેક ગમથી ધમકી આપતું, અને ગાળો દેતું, એટલુંજ નહીં, પણ વળી કેટલીક વાર તો તીરો વટીક તેનાં માથાં આગળથી પસાર થતા હતા. આ તીરો મારનાર કોણ છે, તેઓને શોધી કાહાડવાને **સલીમે** ઘણીબી કોશેશ કીધી, પણ ફોકટ, કેમકે આખાં ટોળાંએ તેની સામે એકસંપ કીધો હોય, એમ લાગતું હતું. આ ઉપરથી **સલીમે** એક દિને **સૈયદને** કહ્યું, "**સૈયદ**, તારા હાથેથી મેં જે મારો બેટો ગુમાવ્યો છે, તેને બદલે તુંનેજ મારા બેટા તરીકે મારી પાસે રાખવાની ઉમેદ હું રાખતો હતો, પણ તે ઉમેદ બર આવે, એમ મને લાગતું નથી. લાઇલાહ-ઇલલ્લા! હું રાસ્ત કહું છું, કે મારા જેવો એક બુઢો, બીજાઓથી તારી પુરેપુરી ચોકસી રાખી શકે એમ નથી, એટલા માટે મેં તુંને મારા કેટલાક નિમકહલાલ સીપાહીઓની તકેદારી તળે તારે વનન પાછો સહીસલામત મોકલી આપવાનો એરાદો કીધો છે.

**સૈયદ**—મારા મહેરબાન **સલીમ**. હું રાત દિન તમારૂં અહેસાન દિલમાં યાદ કરી તમોને દોવાઓ દઉં છું, પણ આ જગ્યાએ આપ શિવાય બીજું એવું કોઇબી નથી, કે જેની ઉપર મારો એતેબાર હોય, સબબ એક વાર જો હું આપની નજર આગળથી દુર થયો, તો જરૂર તેઓ રેતીના રણમાં મારૂં ખુન કરવાના.

**સલીમ**—હું તેઓને કસમ આપીને પછી તારી સાથે મોકલીશ, અને તું જાણે છે તો ખરો કે આરબો પોતાના કોલ તરફ ઘણા સાચ્ચા હોય છે. એક વાર લીધેલા કસમ તેઓ બીજી દરેક બાબદો કરતાં પણ પાક ગણે છે.

ત્યાર બાદ **સલીમે સૈયદને** માટે એક તેજ ઘોડો અને હથિયારો તૈયાર કરાવ્યાં, અને ત્યાર પછી પોતાના સેપાહો માંહેલા પાંચ ઘણા બહાદુર સેપાહોને તેણે પસંદ કીધા; **સૈયદનો** જાન નહીં લેવો, અને તેને દરેક રીતે માન આપવું, એવા કસમ તેઓને



આપીને તેઓની સાથે **સૈયદને** રવાના કર્યો. છુટા પડતી વેળા બુઢા **સલીમે સૈયદને** બગલગીરી કીધી, અને પોતાને હાથે તેને મોટું નુકસાન થયલું છતાં, એવી તે જઇફ શખ્સની માયા જોઈને જવાન **સૈયદ** છુટા પડતી વેળા પોકેપોક રડયો.

અવલ તો પેલા પાંચે આરબોએ **સૈયદની** બાજુમાં દિલગીર દેખાવે સવારી કર્યા કીધી, અને તે ઉપરથી **સૈયદને** લાગ્યું, કે તેઓ પોતાના પાક કોલ મુજબ પોતાની ગમે એટલી નામરજી છતાં વરતતા હતા. ત્રીજે દિને તેણે તેઓને તેઓની પોતાની નહીં, પણ એક બીજીજ ઝબાનમાં આપસ આપસમાં ગોફ્તેગુ

કરતા સાંભળ્યા, કે જે ઝબાન મેહેરબાન **સલીમે** ઘણી મહેનત લઇને તેને થોડી ઘણી શિખવી હતી. તેઓની ગોફ્તેગુ સાંભળી તે મનમાં ગભરાવા લાગ્યો.

પહેલો સવાર બોલ્યો, "આ એજ તે જગ્યા છે, કે જ્યાં આપણે વણજાર ઉપર હુમલો કર્યો હતો, અને આ એજ તે જગ્યા છે, કે જ્યાં આપણો બહાદુરમાં બહાદુર સરદાર આવા એક જવાન છોકરાને હાથે માર્યો ગયો.

**બીજો સવાર**—અને અલ્લાહુ-નાલક! લઆનત હોજો આપણી ઉપર, કે તે કે જેણે જાન લીધો છે, તે હજી જીવતો અને છુટો ફર્યા કરે છે, અને તે પણ આપણી નજર સાંમે! બુઢા **સલીમ** તો જાણે પાછો બચ્ચું થતો જાય છે.

**ત્રીજો સવાર**—પણ જો વેર લેવાને બાપ ચુકે, તો દોસ્તોએ તે કામ બજાવવું જોઇએ. હ્યાં આ એજ જગ્યાએ, આપણાં લોકોની અસલ રસમ મુજબ એનો જાન લેવો ઘટે છે.

**ચોથો સવાર**—પણ આપણે બુઢા આગળ એને મારી ન નાખવાના કસમ લીધા છે, તેનું કેમ?

**પાંચમો સવાર**—હા, ખરી વાત છે, અને તેટલા માટે એને જીવતો રાખવોજ જોઇશે.

**ત્રીજો સવાર**—બુઢા **સલીમ** દાનેશમંદ છે, એ બધું ખરૂં, પણ આપણે લીધેલા કસમનો એક બીજોજ ઇલાજ કરીશું. આપણે ફકત એને મારી નહીં નાખવાના સોગંદ લીધા છે, પણ આપણને ગમે ત્યાં એને નહીં લઇ જવાના કાંઇ આપણે સોગંદ ખાધા નથી, માટે આપણે એને મારી નાખીશું નહીં, પણ ફકત એના મુશ્કા બાંધી હ્યાંજ પડતો નાખીશું, કે જેથી આફતાબનો બાળી નાખતો તાપ, તથા ફાડી ખાનારા જાનવરો એને હ્યાંજ પુરો કરી મુકશે, અને એ એની લાયક સજાએ પોહોંચશે.

જેવા **સૈયદ** આ સખુનો સાંભળ્યા, કે તે પોતાના ઘોડાને કાંટા મારી તે જંગલની અંદર એક પક્ષીની માફક નહાસી ગયો. પોતે જે ગોફતેગુ કીધી હતી. તે **સૈયદ** સમજ્યો હતો એમ જ્યારે તે પાંચે લુટારાઓએ જાણ્યું, ત્યારે તેઓ થોડોક વખત સુધી ગભરાઇને ઉભા રહી ગયા; પણ પછી વધુ વખત થોભ્યા વગર તેઓ બે ટોળીમાં વહેંચાઇ ગયા, અને પછી **સૈયદ**ની પુઠે લાગ્યા. રણુથી કમનસીબ **સૈયદ** કરતાં તેઓ વધારે માહીતગાર હતા, માટે તેઓ માંહેલા બે સવારો અવલ તો **સૈયદ**ની આગળ નિકળી ગયા, અને સામેથી તેનો રસ્તો રોકયો. **સૈયદ** તરત પોતાને રસ્તો છોડી એક બાજુ તરફ ફરી જવાની કોશેશ કીધી, પણ ત્યાં તો બીજા બે સવારો તૈયાર હતા, અને પાંચમો તેની પુઠે હજી દોડતોજ હતો. તેનો જાન નહીં લેવાને તેઓએ સોગંદ લીધેલા હોવાથી તેઓ પોતાનાં હથિયારો **સૈયદ** ઉપર વાપરી શકયા નહીં, માટે તેઓએ પોતાના કમંદ કહાડી તેને તેના ઘોડા ઉપરથી નીચે પાડી નાખવાની કોશેશ કીધી, અને તેમાં ફત્તેહ પામ્યા. પછી તેઓ બિચારા બદબખ્ત **સૈયદ**ની ઉપર દિવાનાઓની માફક તુટી પડયા; તેને પોતાના નેજાના લાકડાના હાથાઓથી સારી પેઠે ઠોકયો, અને ત્યાર બાદ તેના હાથ પગો મજબુત બાંધીને ગરમ રેતીની ઉપર નાંખ્યો.

**સૈયદે** તેઓને તેની ઉપર રેહેમ કરવાની અરજ કીધી, લીધેલા કસમ યાદ દેવડાવ્યા, અને પોતાની પાસે જે નાણું હતું, તે પોતાના છુટકારા માટે તેઓને આપી દેવાને જણાવ્યું, પણ તમામ ફોકટમાં; તેની તમામ કબુલાતો, આજીજી, અને પોકારોએ કશી પણ તેઓ ઉપર અસર કીધી નહીં, પણ **આલમાનઝોર** તરફથી આ કીનો લેનારાઓ ઉલટા તેની તરફ હસ્વા લાગ્યા, અને પછી પાછા સવાર થઇ તેઓ મારતે ઘોડે ત્યાંથી નિકળી ગયા. થોડીક પળ સુધી બિચારા **સૈયદે** તેઓના ઘોડાઓનાં પગલાં

સાંભળ્યાં, અને પછી તમામ ચુપ થઇ ગયું. તેણે ચોકક્સ ધાર્યું, કે તે હવે ત્યાંજ માર્યો જશે. તેને પોતાના જઇફ બાપ બાબે અંદેશો લાગ્યો, કે બિચારો હવે પોતાના બેટાને ફરી કદી પણ જોવા પામશે નહીં. ત્યાર બાદ તેને પોતાને માટે વિચાર આવ્યો. આહા! કેવો તે પોતાની ભરજવાનીમાં એક કંગાળ મોતે મરી જશે! રેતીનાં રણમાં ભુખો પ્યાસો અને વળી વધારે હેબતનાક તો એ, કે ભુખ્યાં જાનવરોના દાંતો તેના ફાડીને ટુકડે ટુકડા કરી નાંખશે!

તપતા આફતાબનાં ગરમ કિરણો તે બિચારા જવાનનાં માથાંને બાળી નાખતા હતા. તેણે બહુ મુસીબતે ઉંધા થઇ જવાની કોશેશ કીધી, અને તેમ કરતાં પેલી જાદુઇ સીસોડી તેના પોશાકુમાંથી બહાર નિકળી પડી. આ સીસોડી જોતાંજ તેને કાંઇક ઉમેદ આવી, અને તે પોતાનાં મોહુમાં લેવાની કોશેશ કરતાં તે તદન થાકી ગયો; આખરે તેમાં તે ફત્તેહ પામ્યો. પણ યા અલ્લાહ! તેમાંથી જરા પણ અવાજ નિકળ્યો નહીં. એથી તે તદન નાઉમેદ થયો, અને તેમાં કશો પણ તલેસમ નથી, એમ મનમાં વિચારવા લાગ્યો. આખરે નાઉમેદીથી, થાકથી અને આફતાબના તાપથી તે બેહોશ થઇ ત્યાંજ પડયો.

આ મુજબ ઘણાક કલાકો બેહોશીમાં પસાર થઇ ગયા પછી તેની બાજુમાં કાંઇ અવાજ સાંભળવાથી તે હોશમાં આવ્યો, અને જાણે કોઇ તેનું ખભું પકડીને હલાવતું હોય એમ તેને લાગ્યું. તે સમજ્યો, કે જંગલી જાનવરો તેની ઉપર હૂમલો કરતાં હશે, એમ ધારી તેણે દેહેશતથી એક બુમ પાડી. પણ પાછું ધીરજથી તપાસતાં તેને આદમના અવાજો સાંભળ્યા, અને એક શખ્સને તેનાં બંધમાંથી તેને છુટો કરતો જોયો; વળી તેણે કોઇને બોલતો સાંભળ્યો, "હજી એ જીવતો છે, પણ દિવાનો થઇ ગયો છે, અને આપણને દુશમન તરીકે ગણે છે."

આ મુજબ બોલતો સાંભળવાથી **સૈયદે** પોતાની ચશ્મો ફેરવી, અને પોતાની સાંમે એક ઠીંગણું પણ અતી માટેલા શખ્સને ઉભેલો જોયો. તેનો ચહેરો લોહીયાર, અને ચશ્મો નાહાની હતી, તથા તેને એક લાંબી દાઢી હતી. આ શખસે માયાથી **સૈયદ** સાથે ગોફતેગુ કરવા માંડી, તેને જમીન ઉપરથી ઉઠાડીને ઉભો કીધો, અને તેને ખોરાક પાણી આપ્યાં, કે જેની બિચારા **સૈયદને** ઘણી જરૂર હતી. જ્યારે તે ખાઇપીને આસુદો બન્યો, ત્યારે તેણે **સૈયદને** જણાવ્યું, કે તેનું નામ **કાલુમ બેગ** કરી હતું, અને તે **બગદાદનો** એક વેપારી હતો; તે શાલો, બુરખાઓ, વગેરે ઓરતોના લેબાશને લગતો બીજો માલ વેચતો હતો; તે બીજે ગામ પોતાનો માલ વેચીને રણમાંથી પસાર થઇ જતો હતો, તેટલામાં તેણે **સૈયદને** હાથ પગ બાંધેલો રેતીમાં અર્ધા મુવેલા જેવો જોયો; આ દેખાવથી તેને રહેમ આવી, અને પોતાથી બનતું કરી તેને પાછો હોશમાં લાવ્યો. અગર જો તે વેપારી ત્યાં તેની મદદે આવી પહોંચ્યો ન હતે, તો જરૂર પોતે એક કુંગાળ મોતે મરી જતે, એટલા માટે **સૈયદે** તેનો પોતાના ખરાં દિલથી આભાર માન્યો, અને તે અહેસાન જીંદગી તુલીક તે ન વિસરશે, એમ તેણે તે વેપારીને જણાવ્યું. **કાલુમ બેગે સૈયદને** પોતાની સાથે **બગદાદ** શેહેર તરફ જવાની ફરમાસ કીધી. એમ કરવાથી જો કે **સૈયદ** જ્યાં જનાર હતો, તેથી ઉલટીજ ગમ જવું પડતું હતું, તોયે **સૈયદે** તેની માગણી કબુલ કીધી, અને હવે તેઓએ **બગદાદ** તરફ ચાલવા માંડયું. **કાલુમ બેગ** ઘણો ઝબાનદરાઝ શખસ હતો, માટે તેણે રસ્તામાં **સૈયદની** આગળ **બગદાદના** નામીચા ખલીફ **હારૂન-અલ-રશીદ** બાબે તરેહવાર વાતો કરવા માંડી. તેણે તેના ઇનસાફની, તેની દુરઅંદેશીની, તેની માયાની, વગેરે ઘણીક બાબદો દાખલા સાથે કહી સંભળાવી. તે બોલ્યો, "લોકો કહે છે, તેમ તે ખરેખરોજ એક અજાયબી ભરેલો મર્દ છે. તે રાત્રે ફકત બે

કે ત્રણ કલાકોથી વધારે વખત સુતો નથી. તેને તેના બાબે ઘણી માહેતી છે, સબબ કે તેનો ખાસગી મશરૂર, મારો પિતરાઇ થાય છે. રાત્રે સુવાને બદલે તે જુદા જુદા લેબાશોમાં આખાં શહેરમાં ફરતો ફરે છે, અને એ રીતે ત્યાં બધો કારભાર બરાબર ચાલે છે કે નહીં, તેની ખુદ પોતે તપાસ રાખે છે. આ સબબને લીધે બગદાદના રેહેવાસીઓ પારકાઓ તરફ જેટલા અદબથી વરતે છે, તેટલાં અદબથી બીજાં કોઈ પણ શહેરના લોકો વર્તતાં ન હશે; સબબકે ગરીબમાં ગરીબ દેખાતો અરબ પણ કદાચ નામવર ખલીફ પોતે હોય, અને જો તે નામવરને માલમ પડે, કે તે રેહુવાસી જરા પણ બેઅદબ થયો છે. તો તરતજ તેનાં પગનાં તળિયાં ઉપર લાકડીના ખુબ ઝપાટા પડેલાજ છે!"

દશ દિવસની મુસાફરી પછી તેઓ બગદાદ શહેરમાં આવી પોહોંચ્યા, અને તે શહેરનો દબદબો જોઇને સૈયદ ઘણો અજાયબ થઇ ગયો, સબબ કે આ વખતે તેની ઘણી ચઢતી હાલત હતી. તે વેપારીએ સૈયદને પોતાને ત્યાં રહેવાની માયાથી અર્ઝ કીધી. સૈયદે કહ્યું, "હું આપની મહેરબાન માંગણી મોટા અહેસાન સાથે કબુલ કરૂં છું, લુટારાઓએ મને લુટીને તદન ખ્વાર કરી નાખ્યો છે, અને મને ફિકર લાગે છે, કે આ ગંજાવર શહેરમાં હુવા, ટાઇગ્રિસ નદીનાં પાણી, અને તકિયા તરીકે સુવાને એક પથર શિવાય બીજું કાંઇ પણ મફત મળે, એમ નથી."

તે શહેરમાં આવી પુગવાને બીજે દિને સૈયદ બહાર જવાને તૈયાર થયો, અને પોતાના ખુબસુરત દેખાવ ઉપર મનમાં મલકાતો હતો, તેટલાં પેલો વેપારી તેના ઓરડામાં દાખલ થયો, અને તેને માથાંથી તે પગ સુધી જોઇને તકોરમાં બોલ્યો, "આ તારો પોશાક તો બેશક ઘણો ઉંચો છે, પણ એવા પોશાક સાથે રહેવાને તારી પાસે કાંઇ નાણું છે?"

આ સવાલથી બિચારો **સૈયદ** શરમાઇ ગયો, અને બોલ્યો, "મારા મહેરબાન, હા ખરી વાત છે, કે હાલમાં તો મારી પાસે કાંઇ પણ પૈસા નથી; મારી પાસે જે કાંઇ હતું, તે લુટારાઓએ જંગલમાં મારી પાસેથી તમામ લુટી લીધું છે, પણ જો, હમણાં તુલીક જેવી માયા તમોએ મારી તરફ દેખાડી છે, તેવીજ જો જરા વધારે દેખાડીને મને નાણાંની એક નાહાની રકમ ધીરશો, તો હું તેમાંથી મારે વતન પાછો જઇ શકીશ, અને મારી ખાતરી છે, કે મારો બાપ તમારી એ તમામ મહેરબાનીનો બદલો પુરતી રીતે વાળી આપશે."

આ સાંભળીને પેલો વેપારી ધિક્કાર અને મશ્કેરી સાથે હસી પડયો, અને બોલ્યો, "તારો બાપ! મને લાગે છે, કે રણમાં તાપ ઘણો લાગવાથી તારૂં મગજ ખસી ગયું છે! શું તું એમ ધારે છે, કે રણમાંથી પાછાં ફરતાં તેં જે બધી હકીકતો મને જણાવી છે, તે મેં માની છે કે? જા, જા, તારૂં એ બધું પાક બેહાઇ ભરેલું જુઠું હું તમામ પામી ગયો છું. અવ્વલ તો, હું **બલસોરા** શહેરના તમામ દોલતમંદ વેપારીઓને પિછાણું છું, માટે જો ત્યાં કોઇબી **બેનેઝર** નામનો વેપારી હતે, તો હું તરત તેને પિછાણતે, એ ઉપરથી મારી તો ખાતરી થાય છે, કે તું **બલસોરા** તરફથી આવ્યોજ નથી, યાતો તું કોઇ કંગાળ બાપનો બેટો છે, કે જેને હું એક દીરમ પણ કદી ધીરનાર નથી. એ તું પેહલું જુઠું બોલ્યો. વળી રણમાં તમો લોકો ઉપર હુમલો થયો, એ પણ બીજું જુઠું છે, સબબ કે અમારા અતિ જોરાવર ખલીફ **હારૂન-અલ-રશીદે** તમામ લુટારૂ ટોળીઓનો નાશ કર્યો છે; અને હવે અમો કોઇ પણ વણજાર ઉપર હુમલો થયલો, તેને લુટેલી કે મુસાફરોને કેદ કીધેલા સાંભળ્યુંજ નથી."

**સૈયદ** ગુસ્સા તથા શરમથી ઝર્દ થઇ ગયો, અને તેને બોલતો અટકાવવાની કોશેશ કીધી, પણ તે તો વધારે ને વધારે

મોટેથી બોલવા લાગ્યો; "તારૂં વધારે શરમ ભરેલું ત્રીજું જુઠું તો બુઢ્ઢા **સલીમ** સાથે રહેવાનું છે. જો કોઇએ પણ રેતીનાં રણમાં અરબ સાથે વાત કીધી હુશે, તો તે **સલીમ**નાં નામથી પુર માહીતગાર થયો હુશે. તેને વાસ્તે તો કહે છે, કે તે એક ઘણો ઝનુની અને લોભી લુટારો છે, અને શું તું એમ કહેવા માગે છે, કે તેં તેના પ્યારા બેટાનો જાન લીધો, તે છતાં તેણે તારી ઉપર કશો પણ કીનો લીધો નહીં? તું જે કહે છે, તે ખરૂં હોય, તો તે તારા ફાડીને ટુકડે ટુકડા કરી નાખે! અને વળી સામું પોતાનીજ જાતથી તને હેરાન થતો બચાવે, તને ખુદ પોતાનાજ તંબુમાં રાખે, અને વળી નાણાંની કાંઇ પણ રકમ લીધા વગર તને જતો મેળે! એ તમામ તું માથાંથી પગ સુધી જુઠું બોલ્યો છે, એવી મારી પુર ખાત્રી છે."

વેપારીના આવા તાણાથી **સૈયદ**ને ઘણું માઠું લાગ્યું, અને તે બોલ્યો, "નહીં સાહેબ, હું જરા પણ જુઠું બોલ્યા નથી, મેં જે કહ્યું છે. તે હરેફ હરફ રાસ્ત છે, તે હું મારા જાનના કસમ લઇને કહું છું."

**વેપારી**—તારા જાનના કસમ! જામીનગીરી તો ઠીક આપી!

**સૈયદ**—ખરી વાત છે, કે હું કોઇપણ બીજી રીતે આપની ખાત્રી કરી શકતો નથી, પણ શું તમોએજ મને રેતીનાં રણમાં હાથ પગો બાંધીને નાખેલો જોયો ન હતો?

**વેપારી**—હા, જોયો હતો, પણ તેથી શું થયું? તેથી તું જે કાંઇ કહે છે, તે સાબેત થતું નથી. તેં એક દોલતમંદ લુટારાના જેવો લેબાશ પહેરેલો છે, અને મને તો ખચિત લાગે છે, કે તું પોતે પણ એક લુટારોજ છે. એમ કાંય નહીં હોય, કે તેં કોઇ મુસાફર ઉપર હુમલો કર્યો હોય, પણ તે તારા કરતાં વધારે જોરાવર હોવાને સબબે તારી ઉપર ફાવ્યો નહીં હોય, અને પછી તારા હાથ પગો બાંધીને નાખી ગયો હોય?

સૈયદ—તમારો આવો બેરેહેમ શક મારી ઉપર આવવા છતાં આપે મારી જીંદગી બચાવી છે, માટે હજી પણ હું તમો સાહેબનું અહેશાન માનું છું. જો તમો મને હવે મદદ કરવાની ના પાડશો, તો મને ગામમાં કોઇ પાસે મદદ માગવા જવું પડશે. ગમે તે થવા છતાં હું મારી બરાબરનાઓની પાસેથી તો કદી પણ મદદ માગનાર નથી; હું પાધરો નામવર ખલીફ પાસે જઇશ, અને તે નામવરને જણાવીશ કે——"

વેપારી—શાબાશ! શાબાશ! શું તું પાધરો નામવર ખલીફ પાસેજ જશે કે? હેં! બચિત? પણ જાણજે કે, કે તે નામવરની હજુરમાં જવા પહેલાં, તેના ખાનગી, મસરૂરની આગળ અવ્વલ તો તને જવું પડશે, અને તેને જો હું તારાં આ તમામ જુઠાં બાબે એક હરફજ કહેવશ, તો પછી થઇ ચુકચુ! ચાલ, હવે એ બધું ટાહેલું છોડી દે, એમાં કાંઇ તારા કે મારા "દિ વળવાના" નથી, અને ખરેખર શું એલાજ કરવો તે બાબે વિચાર કર્યે. મને તારી જવાની ઉપર રેહેમ આવે છે. મને ઉમેદ છે, કે હજી પણ હું તુંને તારી એવી નામોશી ભરી જીંદગીમાંથી બચાવીને કોઇ સારે રસ્તે મુકી શકીશ. મારો વિચાર હાલ તરત તુંને મારી દુકાન ઉપર એક મદદગાર તરીકે રાખવાનો છે. એક વર્ષ તુલીક હું તુંને નોકરીએ રાખીશ, તે મુદત વિત્યા બાદ જો તારી મરજી વધારે વખત રહેવાની ન હશે, તો હું તારૂં સાલિયાણું ચુકાવી આપીશ, અને પછી તારે ગમે ત્યાં તું જજે. એ બાબે વિચાર કરવાને હું તને બે કલાકની મહેતલ આપું છું, જો તું તે કબુલ કરે, તો ભલે ભલું, નહી તો મેં જે અહેસાન તારી ઉપર કર્યો છે, તેના બદલા તરીકે તારાં તન ઉપરનો તમામ કિમતી પોશાક હું ઉતારી લઇ, તુંને મહોલ્લામાં તદન નાગો હાંકી કાહાડીશ, પછી તારે ગમે ત્યાં જજે, અને ગમે ત્યાંથી મદદ માગજે.

આ મુજબ બોલીને તે વેપારી ઓરડામાંથી બહાર ચાલી ગયો, અને સૈયદને તેની માંગણી બાબે વિચાર કરતો મુકી ગયો. જો કે તેણે સૈયદને મદદ કીધી હતી, તથા તેને પોતાને ત્યાં લાવ્યો હતો તે સઘળું ખરૂં, પણ શું તે તેને એક હલકો ગુલામ બનાવવા? આ ખિયાલથી સૈયદને કાલુમ બેગ તરફ ઘણોજ ધિક્કાર છુટવા લાગ્યો, અને તેથી તે તેને એક ઘણાજ નીચ શખ્સ તરીકે ગણવા લાગ્યો. ઘણો વખત દરિયાફ્ત કરવા પછી તેણે એક



વર્ષ તુલીક તેની નોકરી લેવાનો ઠરાવ કર્યો, કેમકે તેની પાસે તો એક દીરમ પણ ન હતો, તો પછી તે બલસોરે કેવી રીતે જઇ શકે? તોયે તેણે પહેલી તકે નામવર ખલીફની પનાહ માગવાનો એરાદો કરી રાખ્યો હતો.

બીજે દિને કાલુમ બેગ પોતાના નવા મદદગારને બજારમાંની પોતાની દુકાન ઉપર સાથે લઇને ગયો, અને ત્યાં તેને શું શું કામ કરવાનું હતું, તે દેખડાવ્યું. એક દુકાનદારને લાયકનો પોશાક પહેરીને, એક હાથમાં એક નાદર શાલ, તથા બીજા હાથમાં જરીના ભરતકામવાળો એક બુરખો પકડીને તેને દુકાનના દરવાજા આગળ ઉભા રહી મોટે સાદે પોતાના માલની તારીફ કરવાનું, અને રાહદારીઓને તે દેખડાવી અંદર આવી ખરીદી કરવાને લલચાવવાનું કામ સોંપવામાં આવ્યું હતું. આ કામ આ જવાનને આપવામાં તે બુઢા વેપારીના ફાયદાની વાત હતી. તે પોતે ઘણોજ બદ શીકલ હતો, અને જ્યારે તે દરવાજા ઉપર પોતે વેચવા ઉભો રહેતો, ત્યારે ઘણી વખત તેણે રાહદારીઓને તેની બદસુરતી ઉપર હસતાં અને રમુજી ટીકા કરતાં જોયાં હતાં.

તેથી ઉલટું દરેક જણ સૈયદની જવાની અને ખુબસુરતીથી ખુશી થઇને દુકાનમાં આવી ખરીદી કરતું, અને તેથી કાલુમ બેગની કમાણી વધવા લાગી, તે જોઇ તે સૈયદ તરફ વધારે માયા દેખાડવા લાગ્યો. પણ એવી આપમતલબી માયાથી કાંઇ સૈયદની દિલગીરી ઓછી થઇ નહીં, અને તે રાતદિન પોતાને પોતાને ઘરે કેવી રીતે પોહોંચી જવું તેના વિચારમાં રહેવા લાગ્યો.

એક દિને રાબેતા કરતાં ઘરાકી વધારે હતી, અને તે સબબસર દુકાનનાં તમામ નોકર છોકરાઓ ઘરાકો સાથે તેઓએ ખરીદેલો માલ ઉઠાવીને તેઓને ઘરે પોહોંચાડવા ગયેલા હતા, તેટલાં એક ઝઇફ બાનુ આવી, અને ઘણોક માલ ખરીદયો. ખરીદી કીધા પછી તે માલ ઉંચકી લઇ જવા માટે તેણે એક છોકરાને કાલુમ બેગ પાસે માંગ્યો.

કાલુમ બેગ—નામવર બાનુ, મારા તમામ નોકરો બહાર ગયેલા છે, માટે જેવો એક આવશે, કે અર્ધા કલાકમાં હું આપનો માલ પોહોંચતો કરીશ.

બાનુ—ત્યારે કાલુમ બેગ મારે તમોને જણાવવું જોઇએ, કે તમોને ધંધો કરતાં આવડતુંજ નથી. મારે ઘેર મારો માલ તરત મોકલી આપવાનું કામ તમારૂં છે; અને હું તેમ કરવાની તમારી પાસે માંગણી કરૂં છું.



કાલુમ બેગ—નેક બાનુ, મારી ઉપર મહેરબાની કરી મને ફક્ત અરધો કલાકની મેહેતલ આપો, અને તેટલાં જરૂર એકાદ નોકર આવી પુગશે.

**બાનુ**—(સૈયદ તરફ બતલાવીને) અને ત્યારે પેલો આળસુ છોકરો ત્યાં ઉભો રહીને શું કરે છે? અહીં આવ જવાન, મારો આ સામાન લઇને ચાલ મારી સાથે.

**કાલુમ બેળ**—નહીં, નહીં, બાનુ, એને દરવાજા ઉપર કામે લગાડેલો છે; ત્યાંથી એ આવી શકશે નહીં.

**બાનુ**—(ગુસ્સાથી **સૈયદના** હાથમાં માલનું પોટલું આપીને) ઘણુંજ હેમાકત ભરેલું! માલબી તેવોજ ઉમદા, ને વેપારીબી તેવોજ ફેની, તે વળી એક જણે ઉભા રહીને તારિફનાં બાકાં ફુકવાં જોઇએ! એ કાંઇ હું સમજતી નથી. ચાલ, છોકરા, મારી સાથે આવ, હું ખાતરી આપું છું, કે હું તુને ઘણો વખત રોકીશ નહીં.

આવો મામલો જોઇને **કાલુમ બેગે સૈયદના** કાનમાં આસ્તેથી કહ્યું, "જા, દોડતો જા, આ પીડા પતાવ! નહીં તો આ બુઢિયા તુફાન મચાવીને દુકાન આગળ લોક જમા કરશે; પણ જલદી પાછો આવજે."

**સૈયદ** બિચારો એ ઉપરથી તે જઇફ ઓરતની પાછળ હાથમાં પોટલું ઉઠાવીને ચાલ્યો પણ તેણીની ઉમર તરફ જોતાં ધીરેથી ચાલવાને બદલે તેણી એક જવાન બાનુના જેટલી ઝડપથી ચાલતી હતી, તે જોઇ **સૈયદને** ઘણી અજાયબી ઉપજી.

આખરે એક એકાંત જગ્યાએ આવેલાં એક આલીશાન મકાન આગળ તેઓ આવી પહોંચ્યાં, અને તેનો દરવાજો તેણીએ ઠોકયો, કે જે ઉઘાડતાંને વાર સંગે મરમરનો એક મોટો દાદર સૈયદની નજરે પડયો. તેની ઉપર તે જઇફ ઓરત ચઢી, અને સૈયદને પોતાની પાછળ આવવાની એશારત કીધી. ત્યાંથી તેઓ એક અતિ શોભાયમાન દિવાનખાનામાં દાખલ થયાં, ત્યાં એક અતિ શોભિતા સોફા ઉપર તેણી બેઠી, **સૈયદને** તેની મેહેનતનું

દામ આપ્યું, અને પછી તેને જવાનો હુકમ કર્યો. પણ હજી તો તે દિવાનખાનાના દરવાજા તુલીક ગયો નહીં, તેટલામાં તેને કોઇને નરમ અવાજે "સૈયદ" કરી હાંક મારતું સાંભળ્યું. એવી એક અજાણી જગ્યા, કે જ્યાં તેને કોઇ પિછાણતું ન હતું, ત્યાં પોતાનું નામ સાંભળીને તેને ઘણી અજાયબી લાગી, અને પાછું ફરીને જોતાં, તેણે પેલી જઇફ ઓરતને બદલે ત્યાંજ એક અતિ ખુબસુરત જવાન બાનુને બેઠેલી જોઇ. તેને અજાયબ થતો જોઇ, તેણી બોલી, "સૈયદ, મારાં વહાલાં બચ્ચાં, તમોને જે કુમનસીબ બનાવને લીધે બગદાદ શહેરમાં આવવું પડ્યું છે; તે માટે હું મારાં દિલોજાનથી દિલગીર છું, પણ વીસ વર્ષની ઉમ્મર આગમજ જો તમો તમારૂં વતન છોડી જાવો, તો કોઇ પણ બનાવે આએજ શહેરમાં તમોએ આવવું, એવું તમારા નસીબમાં આગળથીજ લખાયલું હતું. હજી તમારી પાસે તમારી પેલી નાની સીસોડી છે કે?"

આ સવાલ સાંભળીને સૈયદને એક જાતની ખુશાલી ઉપજી, અને પોતાનાં ગળાંમાં પહેરેલી સોનાની સાંકળી, કે જેને છેડે પેલી સીસોડી લટકાવેલી હતી, તે બહાર ખેંચી કહાડીને તે બાનુને દેખાડી, તે બોલ્યો, "આ રહી તે, ત્યારે શું આપ મહેરબાન બાનુ તે નેક પરી છો, કે જેણી મારા જન્મ વખતે એ મને બક્ષેશ આપી હતી?"

**પરી**—હા હુંજ તમારી માદરની સહી છું, અને જ્યાં તુલીક જેવા નેક અને ઉમદા ખવાસના તમો હાલ છો, તેવાજ રહેશો, ત્યાં તુલીક હું તમારી પણ એક દોસ્ત રહીશ. અફસોસ! તમારા બાપે તમારી નેક માદરે કહેલી મુદત સુધી જો તમોને પોતાની પાસેજ રાખી મુકયા હતે, તો આજે તમો ઉપર જે ઘણીક આફતો પડી છે, તે પડતે નહીં.

**સૈયદ**—(ખુશ મીજાજથી) જો મારાં નસીબમાં તે લખા-

ચલીજ હશે, તો તે કેમ કરી ફિટનાર હતી? પણ, મહેરબાન પરી, હવે તમારી જાદુઇ ગાડીમાં મને બેસાડીને ઉડો, કે હું મારા જઇફ બાપની સોડમાં બલસોરા ખાતે ફકત બે પળમાં પોહોંચી જાઉં, ત્યાં હું મારી વીસ વર્ષની ઉમ્મર પુરી કરવાને હવે બાકી રહેલા છ મહિના તુલીક ધીરજથી રહીશ, એવી આપને કબુલાત આપું છું.

**પરી**—(અફસોસથી) આહ! મારા પ્યારા **સૈયદ**, તેમ બની શકે એમ નથી. તમોએ એક વખત તમારૂં વતન છોડયું, કે હવે તેમ મારેથી બની શકે એમ નથી. વળી હું તમોને પેલા **કાલુમ બેગના** હાથમાંથી છોડવી શકું એમ પણ નથી, સબબ કે તે પોતે પણ એક જોરાવર પરીના આશરા હેઠળ છે, કે જેણી તમારી એક જોરેમંદ દુશમન છે.

**સૈયદ**—શું ત્યારે જેમ મારી ઉપર એક મહેરબાન પરીનો આશરો છે, તેમ વળી એક દુશમન પરી પણ છે કે? પણ મને તેની શી દરકાર છે! મારા મહેરબાન મદદગાર, એક વખત તમોને મળવા પછી હું તે મારી બદખાહ પરીની કશી પણ ફિકર રાખતો નથી; તમો મને તમારી નેક સલાહથી તો મદદ આપશો કેની? હું નામવર ખલીફની પાસે જઇને મારો અહેવાલ કહી તેની મદદ માગું? તે બહુ દાનાવ અને ઇનસાફી છે, અને મારી ખાતરી છે, કે તે મને પોતાની પનાહમાં લેશે.

**પરી**—હા, ખરી વાત છે, કે તે ઘણો આદેલ છે, પણ તે છતાં તે પોતે પણ એક આદમી છે, અને તે પોતાના નિમકહલાલ ખાસગી, **મસરૂરનું** કહેવું માને છે. પણ કમનસીબે **મસરૂર** પોતે તેના દોસ્ત **કાલુમ બેગનું** કહેલું માને છે, કે જેમ કરવામાં તે મોટી ગફલતી કરે છે. સબબ કે **કાલુમ બેગ** એક ઘણો બદ શખ્સ છે. તે તમો બાબેની તમામ હકીકત પોતાના પિતરાઇને

કહી પણ ચુકયો છે, માટે જો કદી તમો નામવર ખલીફના મહેલમાં દાખલ પણ થવા પામ્યા, તોયે તમોને તે ઇજત આપશે નહીં.

સૈયદ—(દિલગીરીથી) એ તો ઘણુંજ નાપસંદ કરવાજોગ છે! જો એમજ થાય, તો પછી મને આ કંગાળ દુકાનમાં બીજા છ માસ સુધી રહેવાની ફરજ પડશે. પણ વારૂં, નેક પરી, મારા ઉપર ત્યારે એક મહેરબાની નહીં કરો? મને મર્દાનગી ભરેલી કસરતો કરવાનો અને હથિયારો ખેલવાનો મહાવરો કરાવ્યામાં આવ્યો છે, અને મારી ઘણી માનીતી ગમત નેજા અને શમશિરથી કવાયદ કરવાની છે. હવે, આ શહેરના તમામ મશહુર જવાનો દર અઠવાડિયે એવી કવાયદો કરી ગમત મેળવે છે, પણ તેમ કરવા સારૂં ઉંચા પોશાક અને દરજ્જાની જરૂર છે, સબબ કે તે હોવા વગર તેમાં ભાગ લેવા દેવાની રજા નથી. મારા જેવા એક દુકાનના છોકરાને તેઓ બેહોરમતીથી હાંકી કહાડે, માટે જો આપ મારી ઉપર મહેરબાની કરી મને દર અઠવાડિયે એક ઘોડો, પોશાક, અને હથિયારો પુરાં પાડો, અને હું ઓળખાઇ ન આવું, એટલા માટે મારો ચહેરો કોઇ રીતે બદલાઇ જાય, એવું કરો, તો—

હજી તો તે એટલું બોલ્યો, તેટલામાંજ તે પરી વચ્ચે બોલી ઉઠી, “ઘણો નેક વિચાર છે. તમારા મમાવા પણ સિરિયાના સર્વથી બહાદુર એક લડવૈયા હતા, અને તેવણનો ખવાસ તમારામાં પણ ઉતરેલો લાગે છે. આ મકાન સારી રવેસે ધ્યાનમાં રાખજો. દર અઠવાડિયે હ્યાં એક ઘોડો અને બે હજુરીયાઓ, લાયક પોશાક, હથિયારો, અને પાણીનો એક શીશો તમારે વાસ્તે તૈયાર રહેશે. આ શીશા માંહેલાં પાણીનાં થોડાંક ટીપા તમારા ચહેરા ઉપર છાંટવાથી તમારો ચહેરો તદન બદલાઇ જશે. હવે, સલામ આલેકુમ, મારા બેટા. સબુરીમંદ, દાનેશમંદ, અને નેક થજો! અને ગમે તેવો હાદેશો હજી પણ તમારી ઉપર આવી પડે, તોપણ નામુરાદ

થતા ના. આદમ ઉપર ગમે એવી પણ આફત આવી પડે, તો શું થયું, અલ્લાહ સર્વેથી નેક છે, એ તમારે સારી રવેશે યાદ રાખવું."

એ પછી સૈયદે તે પરીનું ઘણું અહેશાન માની, અદબ સાથે રજા લીધી. તેણે તે મકાનને ઘણાં ધ્યાનથી જોઇ લીધું, અને પછી પાછો બજાર તરફ ચાલ્યો. તે જાણે બરાબર વખતેજ આવી પુગ્યો હતો, સબબ કે ત્યાં તેણે પોતાના શેઠની દુકાન આગળ કાંઇ ગડબડ ચાલતી જોઇ. કાલુમ બેગ અને બીજા બે શખ્સો વચ્ચે મારામારી થવાને લીધે દુકાનના દરવાજા આગળ ઘણું લોક જમા થયેલું હતું.

બનાવ એમ બન્યો હતો, કે સૈયદની ગેરહાજરીમાં કાલુમ બેગે દરવાજા ઉપર તેની જગ્યા લીધી હતી, અને કોઇ તેની તરફ આંખીને જોતું પણ ન હતું. પણ થોડાજ વખતમાં બે શખસો તે તરફ આવ્યા, અને પોતાની આસપાસ જોવા લાગ્યા. આ જોઇ તે વેપારી પોતાના માલની તારિફ કરવા લાગ્યો, અને બોલ્યો, "સાહેબો, પધારો. તમોને જે કાંઇ જોઇએ, તે હ્યાં તમામ મળશે. નાદર શાલો, શોભિતા બુરખાઓ, ઉંચા ગાલીચાઓ,............"

આ સાંભળીને તે બે માંહેલો એક જણ બોલ્યો, "ભલા માણસ, ખાલી કાંય તારૂં ઘાંટું તોડી નાખે છે. તારો માલ ગમે એવો સારો હોય, તો શું થયું, પણ અમારી બાનુઓ ઘણી માથા ફરેલ છે, તેનું કેમ? તેણીઓ તો બસ કહે છે, કે ખુબસુરત સૈયદને હાથથીજ અમોએ ખરીદી કરવી. તે તો હ્યાં નજર આવતો નથી. પણ જો તું અમોને તેની સાથે મેળવશે, તો વળી કોઇ બીજે દિને અમો હ્યાંથી પણ ખરીદી કરીશું."

કાલુમ બેગ—અલ્લાહ! અલ્લાહ! નસીબ સંજોગે તમો તેનીજ દુકાનના દરવાજા આગળ આવી લાગ્યા છો, માટે અંદર પધારો, અને કાંઇ ખરીદો.

આ સાંભળીને એક જણ ખુબ હસવા લાગ્યો, પણ બીજો તે વેપારી તેઓની મશકેરી કરે છે, એમ સમજીને તેને ગાળો દેવા લાગ્યો. પોતાના બચાવમાં કાલુમ બેગ આસપાસના બીજા વેપારીઓને તે રાસ્ત બોલ્યો હતો કે નહીં તે બાબે સાહેદી તરીકે વચ્ચે પડવાને અરજ કરવા લાગ્યો, પણ છેલ્લો થોડોક વખત થયો સૈયદને લીધે તે જે તડાકા મારતો હતો, તેથી ખાનગી હુસદ રાખીને તેઓએ તો કાને હાથ દીધા, કે તેઓને કોઇ વાતની ખબરજ નથી. આથી પેલા બે શખસો વધારે ગુસ્સે થયા, અને તેઓને ઠગવામાં આવ્યા છે, માટે તે વેપારીને સજા કરવા વગર તેઓ ત્યાંથી જનાર નથી, એમ કસમ ઉપર કસમ લઇ કહેવા લાગ્યા. એટલુંજ નહીં, પણ વળી તેઓ તેને સારી પેઠે "ધી પોપો જમાડવા" મંડી ગયા. બિચારા કાલુમ બેગના હાથોમાં શાલો તથા બીજો માલ પકડેલો હોવાથી તે પોતાનો બચાવ કરી શકયો નહીં, અને તેટલા માટે લાઇલાજ થઇ દયા ઉપજાવવા જોગ રીતે બુમો પાડવા લાગ્યો. એથી ત્યાં ઘણા રાહદારીઓ જમા થયા, પણ કોઇ તેની તરફથી લડવાને, કે તેનો બચાવ કરવાને બહાર પડયું નહીં કેમકે લોકોનો તે માનિતો નહીં હતો. ઉપલા બે માહેલાં એક શખસે હુજી તો તેને વધારે "કુદવાને" તેની લાંબી દાઢી પકડી નહીં, તેટલામાં કોઇ જબરદસ્ત હાથે તે મારનારને પછવાડેથી પકડીને એક એવો તો જોરથી આંચકો માર્યો, કે તેના માથાં ઉપરથી તેની પાઘડી ઉડીને નિચે જમીન ઉપર ગગડી પડી. આ દેખાવ જોવાથી તેના બીજા રફિકે પછવાડે ફરી ગુસ્સાથી જોયું, પણ પોતાની સામેજ એક ગબરૂ ઉંચા કદના અને બહાદુર દેખાવના જવાનને જોઇને તેણે હવે અખાડા કરી જવામાં ડાહાપણ જોયું. અને પછી તેઓ બંને ત્યાંથી શાલની કે બુરખાની કશી પણ ખરીદી કરવા વગર વટી ગયા.

આ બનાવ જોઇને કાલુમ બેગે સૈયદને કહ્યું, "બેટા, તું

તો ખરેખર ગોહરજ છે, જો દશ ઘડી વધારે થતે, તો આ નાપાકો મારી દાઢીજ તોડી નાખતે, અને મને ફરીથી હજામતની જરૂરજ નહીં પડતે!"

જો કે **સૈયદ** તો પોતાના કુદરતી માયાળુ ખવાસને લીધે આ મુજબ તેની મદદે આવ્યો હતો. પણ હવે તે આ લુચ્ચા બુઢાને બચાવવા માટે દિલગીર થવા લાગ્યો, તોયે તેણે **કાલુમ**



બેગને પોતાની ઉપર ઘણો ખુશ થયેલો જોઇને તક સાંધી તેની પાસેથી દર અડવાડિયામાં ફક્ત એક સાંજે બહાર જવાની રજા માગી, કે જે તેણે ખુશીથી આપી, સબબ કે કાલુમ બેગની

ખાતરી હતી, કે સૈયદ પાસે એક દીરમ પણ ન હોવાથી તે નાહાસી જઇ શકનાર નથી.

આ બનાવ બન્યાને બીજેજ બુધવારે, કે જે દિને શહેરના તમામ જવાનો મર્દાનગી ભરેલી કુવાયદને માટે એકઠા મળનાર હતા, તે દહાડે સૈયદે સાંજે બહાર જવાની રજા માગી, અને તે મળવાથી પોતાની મહેરબાન પરીને ઘરે તે ગયો. હજી તો દરવાજો ઠોકે છે, તેટલામાંજ તે ઉંઘડી ગયો, અને બે નોકરો જેઓ ત્યાં હાજર હતા, તેઓએ તેને અંદર આવવાની અરજ કીધી. તેઓ તેને એક દબદબાવાળા ઓરડામાં લઇ ગયા, અને ત્યાં રૂપાંના વાસણમાં પેલું જાદુઇ પાણી તેની સામે હાજર કર્યું. સૈયદ તેમાંથી થોડુંક પોતાના ચેહરા ઉપર છાંટયું, અને પછી એક શોભિતી આરશી, કે જે ત્યાં હાજર કર્યામાં આવી હતી, તેમાં પોતાનો ચેહેરો જોયો, તો પોતાને તદનજ બદલાઇ ગયેલો જોયો. તેનો ચહેરો ઘણો સામળા રંગનો થઇ ગયો હતો, અને તેને એક મજાહની દાઢી ઉગી નિકળી હતી, કે જેને લીધે તે ખાસ્સો બીજાં દશ વર્ષ જેટલી વધારે ઉમરનો દિસતો હતો.

ત્યાર પછી તે ગુલામોએ તેની આગળ એક ઘણો ભપકાદાર પોશાક હાજર કર્યો. તેમાં એક ઉંચી જાતની પાઘડી હતી, જેમાં કવચિતજ મળે એવાં નાદર પીછાંઓ ખોસેલાં હતાં, તથા તે ઉપર હીરાજડીત એક બુટો હતો; રાતાં રેશમી ઉંચાં કપડાંનું એક પેહેરણ હતું, કે જેની ઉપર નાદર કારીગીરીનું તમામ જરીનું ભરતકામ કીધેલું હતું; આ સઘળાં ઉપર પેહેરવાને એક નામીચું બખ્તર તેને આપવામાં આવ્યું, કે જે જોકે ઘણું નરમ બનાવટનું હતું, તોયે ગમે એવાં હથિયારની સામે બચાવ કરવાને લાયકનું તે હતું; દમાસકસ શહેરની એક નામીચી શમશિર શોભીતી મખમલની એક મિયાનમાં ખોસેલી તેને વાસ્તે તૈયાર હતી; વળી એક રેશમી બારીક રૂમાલ તેને આપવામાં આવ્યો,

અને તે બાબે તેને ચેતાવવામાં આવ્યું, કે જો તે તેના ચેહેરા ઉપર ફેરવ્યામાં આવશે, તો તેથી તેની દાઢી તથા સામળી ચામડી ફેરવાઇને અસલ મુવાફિક થઇ જશે.

સુંદર સાજવાળા ત્રણ ઘોડાઓ ચોકમાં તૈયાર ઉભેલા હતા, તેઓમાંથી સર્વેથી સરસ એક ઘોડો સૈયદે પોતાને માટે



પસંદ કીધો, અને બાકીના બે ઉપર તેના હજુરિયાઓ સવાર થયા, અને એ મુજબ આ ત્રણે જણા કવાયદવાળી જગ્યાએ ગયા.

આખાં બગદાદ શહેરના તમામ બહાદુર અને અમિરી જવાનો ત્યાં ભેગા મળ્યા હતા, કે જેઓમાં ખુદ ખલીફના ભાઇઓ પણ હતા.

જ્યારે સૈયદ ત્યાં જઇ લાગ્યો, ત્યારે કેટલાક જવાનો તેની સામે આવી મળ્યા, અને કુવાયદમાં ભાગ લેવાની તેને અરજ કીધી, તથા તે કયે શહેરથી આવ્યો હતો, તથા તેનું નામ શું હતું, તે જાણવા માંગ્યું. સૈયદ જવાબ દીધો, કે તેનું નામ આલમાનઝોર હતું, અને તે કેરો શહેરથી આવ્યો હતો. તેણે તેઓને જણાવ્યું, કે મક્કા તરફ જતો હતો, પણ તેણે બગદાદના જવાનોની લડાયક કુવાયદો બાબે સાંભળ્યું હતું, અને પોતે એવી મરદાનગીભરેલી કસરતોનો શોખિન હોવાથી, પોતાનો સીધો રસ્તો છોડી તે બગદાદ તરફ આવ્યો હતો, કે તેને પણ એવી કસરતોમાં ભાગ લેવા દેવામાં આવે. તેના ખુબસુરત દેખાવથી અને અદબભરેલી ચાલચલણથી બીજાઓ તેનેથી ઘણા ખુશ થઇ ગયા અને કશું પણ વધારે પુછવા વગર તેને એક નેજો આપવામાં આવ્યો, તથા બેમાંથી કોઇપણ એક બાજુ તરફથી ગમતમાં ભાગ લેવાને તેને અરજ કરવામાં આવી, સબબ કે હંમેશાં તેઓ બે ટોળીઓમાં વેહેંચાઇ જતા હતા, પછી એક ટોળી બીજી સામે હરિફાઇ કરતી હતી. સૈયદે બે માંહેલી એક ટોળી પસંદ કીધી, અને પોતાના હાથમાં નેજો તથા ઢાલ પકડીને કસરતનાં મેદાનમાં રણશિંગડાંના અવાજો વચ્ચે તે દાખલ થયો. જો કે સૈયદના પોશાક અને દેખાવથી તો તમાશગીરો તેની ઉપર ખુશ થઇ ગયા હતા, તોપણ તેનું જોર જોઇને તો તેઓ તેની ઉપર દિવાના બની ગયા. તેનો ઘોડો એક પખેરાં કરતાં પણ ઝડફી હતો, અને તેની શમશેર વિજળીની માફક ચમકતી હતી, અને તે પોતાના નેજાને એક પીછીની પેઠે ફેરવતો હતો. બન્ને બાજુઓમાંના જવાનો લડતા લડતા હારી ગયા, અને સામી બાજુના જે બાકી રહ્યા હતા, તેઓને સૈયદે એકલે હાથે મહાત કર્યા, જેથી આખરે તેને સર્વેથી વધારે ફત્તેહમંદ તરીકે જાહેર કરવામાં આવ્યો.

બીજે દિને આખાં બગદાદ શહેરમાં બસ આ ખુબસુરત

અજાણ્યા જવાનનીજ વાતો ચાલી રહી. તેની ખુબસુરતી, તેની અદબ, તેની બહાદુરી, તેની અમીરી ઠપછપ, તેની મરોડ, વગેરેથી લોકો તમામ અંજાઇ ગયાં. પોતાનીજ તારીફ પોતાનેજ કાનેકાન સાંભળી, અને તેથી તે દિલમાં ઘણો ખુશ થવા લાગ્યો. લોકોને ફક્ત એટલીજ દિલગીરી લાગતી હતી, કે આ આલમાનઝોરના રહેવાની ખબર કોઇને પણ ન હતી; પણ તેથી તો તેના બાબેની ચકચાર વધારે થતી હતી.

બીજે બુધવારે જ્યારે આપણો આ પહેલવાન પેલી પરીને મકાને ગયો, ત્યારે ત્યાં તેને આગળ કરતાં વધારે ઉમદા પોશાક તૈયાર રાખેલો તેણે જોયો. આગલે બુધવારની તેની તારિફ સાંભ-



ળીને આ વખતે લગભગ અરધું બગદાદ શહેર મયદાનમાં હાજર થયું હતું, અને ખુદ નામવર ખલીફ પોતે પણ આ દિલાવરને જોવાને અધિરો બની જરા આગમજથી આવી પોતાનાં તખ્ત ઉપર બિરાજ્યો હતો. કવાયદમાં તેની હુશિયારી તથા મરદાનગી

જોઇ, જેમ બીજાઓ હયરત થયા હતા, તેમ તે નામદાર પણ થયો હતો, અને તેટલા માટે ગમતો પુરી થવા પછી સૈયદને પોતાની પાસે બોલાવી તે જહાંપનાહે ખુદ પોતાને હાથે તેનાં ગળામાં સોનાની એક અતિ શોભિતી અને ઉમદા સાંકળી પહેરાવી; આ જોઇ તમામ તમાશગીરોએ ખુશહાલીના પોકારો ઉઠાવ્યા, સબબકે આ મુજબનું અસાધારણ માન આગળ કોઇ વખત પણ ખલીફે કોઇને આપ્યું ન હતું. આ મુજબ ચાર માસ તુલીક પોતાની બાહાદુરીથી સૈયદે આખાં બગદાદને અજાયબીમાં રાખ્યું. એક દિને સાંજે તે આ માફક ગમતમાં ભાગ લઇને પોતાને મકાને પાછો ફરતો હતો, તેટલામાં તેણે પોતાની આગળ કેટલાક શખશોને બુઢા **સલીમની** જબાનમાં ગોફતેગુ કરતા સાંભળ્યા. એથી તેને શક ગયો, કે તેઓ લુટારૂઓ હશે, અને બગદાદમાં લુટ ચલાવવાના એરાદાથી ત્યાં આવ્યા હશે, અને જો તેમજ હોય તો તેઓને તેઓની મકસદમાં નામુરાદ કરવાના વિચારથી તે તેઓની છેક નજદીક ગયો, અને તેઓ વચ્ચે ચાલતી વાત સાંભળી.

**પહેલો લુટારો**—બજારની પાસેના મોહોલ્લામાં વજીરને હું!

**બીજો લુટારો**—ભલે, હું જરા પણ એ વજીરથી બિહતો નથી. ભલા આદમી તો જરાબી લડાયક દેખાતો નથી! પણ ભાઇ, ખલીફથી સંભાળજો, હં! એ તો ગાઝી મુદઇ થઇ પડશે જો! તે જવાન છે, અને વળી હંમેશાં હથિયારબંધ રહે છે, અને વળી કામ પડતાં દશ કે બાર ચોકિદારોને હાજર કરી શકે એવી તકેદારી સાથે તે ફરે છે.

**ત્રીજો લુટારો**—નહીં, નહીં, તે વળી કોણે કહ્યું? હું જાણું છું, કે તે ફકત પોતાના વજીર તથા ખાસગી સાથે હંમેશાં ફરે છે. તેના બાબે કશી પણ ફિકર નથી. આપણે તેને જરા પણ ઇજા કર્યા વગર સહેલાઇથી પકડી શકીશું.

**ચોથો લુટારો**—અલબત, તેમ સંભાળથીજ કામ લેવું પડશે, નહીં તો જો એના જાનને કશી પણ અલવલ આવી, તો આપણુંનેજ નુકસાની થશે. જો એક વખત આપણે હાથ એ આવ્યો, તો એના છુટકારા માટે આપણુને જબરી મોટી રકમ મળશે. હું એની ઉપર સામેથી હુમલો કરીશ, અને તેટલામાં તમો લોકો પછવાડેથી એની ઉપર કમંદ ફેંકીને એને બંદિવાન કરજો. ગમે તો પેલા બુઢા વજીરને ગળે ફાંસો દઇને મારી નાખશો, તોપણ ચાલશે, સબબ કે એ નાપાકે આપણાંમાંના ઘણા જણાઓને લટકાવી દીધા છે!

આ રમુજી ટીકા સાંભળીને સર્વે જણા હસવા પડી ગયા, અને પછી બજારમાં રાત્રે બરાબર અગીઆર વાગતે સર્વેએ એકઠા થવું, એવું નક્કી કરીને તેઓ છુટા પડયા.

આ સઘળું તરકટ જાણવાથી **સૈયદે** તરત ખલીફ પાસે જઇ તે નામદારને તે બાબે જાણ કરવાનો ઇરાદો કર્યો, પણ પછી તેને પેલી નેક પરીના બોલો યાદ આવ્યા, અને અંદેશો કર્યો, કે કદાચ તેને હસી કહાડવામાં આવશે, કે નહીં તો નામવર ખલીફની મહેરબાની મેળવવા માટે આવા ઢોંગ તેણે ઉભા કીધા છે, એમ ધારી તેને હાંકી કહાડવામાં આવશે. એ ઉપરથી તેણે પોતાની શમશિરને જોરે નામવર **ખલીફ હારૂન-અલ-રશીદનો** બચાવ કરવાનો એરાદો કર્યો, અને એટલા માટે પાધરો પોતાને મકાને જવાને બદલે તે એક મસજીદનાં પગથિયાં ઉપર જઇ બેઠો, અને રાત પડવાની રાહ જોવા લાગ્યો. ત્યાર પછી તે બજાર તરફ ચાલ્યો, અને ત્યાં એક ખુણામાં છુપાઇને ઉભો. થોડીજ વારમાં તે તરફ કોઇ શખસોને આવતા તેણે જોયા, અને પાસે આવતાંજ તેણે તેજ લુટારાઓને પિછાણ્યા. તેઓ માંહેલા ત્રણ જણા સૈયદથી થોડેજ દુર આવી ઉભા, અને ચોથો પેહેરેગીર તરીકે એમથી તેમ ફરવા લાગ્યો, કે જેથી જેઓની તેઓ રાહ

જોતા હતા, તેઓ આવે, કે લાગલી પોતાના રફિકોને તે આખે ખબર આપે.

થોડાજ વખતમાં બીજા કોઇનાં પગળાં સંભળાયા, અને પોતે નક્કી કરી રાખેલી ઇશારત પેલા પેહેરેગીરે કીધી, કે લાગલા ત્રણ લુટારાઓ બહાર નિકળી આવ્યા. આ જોઇ એક વિજળીની ઝડફે કમરેથી પોતાની શમશિર બહાર ખેંચી કાહાડી સૈયદ તે લુટારાઓ ઉપર ધસ્યો, અને "નામવર ખલીફ હારૂનના દુશ્મનો ઉંધા પડજો!" એમ પોકાર મારી તેઓ માંહેલા એકને પોતાના પગો આગળ લોહીમાં લોટતો નાખ્યો. આ વેળા બીજા બે લુટારાઓએ પોતાના કમંદ ફેંકી ખલીફને બાંધી લીધો, અને તેનાં હથિયારો ઉતારી લીધાં; પણ એકને જમીન ઉપર નાખ્યા પછી સૈયદ બીજા ઉપર ધસ્યો, અને પોતાની શમશિરના એકજ ઝટકાથી તે કમંદ તથા એક લુટારાનો હાથ સાથે કાપી નાખ્યાં. પોતાના આ રફિકોની ચીસો સાંભળીતે બાકીના બંને લુટારાઓએ સૈયદ ઉપર સામટો હલ્લો કર્યો, પણ બહાદુર ખલીફ, કે જે આ વખતે સૈયદને હાથે બંધમાંથી ખલાસ થયો હતો, તે સૈયદની મદદે દોડી આવ્યો, અને પોતાનું ખંજર ખેંચી કહાડી એક લુટારાનાં ગળાંમાં ભોકી દીધું. આ બનાવ જોઇ ચોથો લુટારો ત્યાંથી જીવ લઇ નહાઠો, અને ફકત થોડીક ઘડીમાં આ તમામ મારામારી પુરી થઇ ગઇ.

ત્યાર બાદ ખલીફ આપણા બહાદુર સૈયદ પાસે આવ્યો, અને બોલ્યો, "યા અલ્લાહુ! આ બનાવ કાંઇ ઘણો અજાયબ જેવો લાગે છે! તેઓનો બેઅદબી ભરેલો હુમલો, અને સારાં નસીબે વખતસરજ તમારૂં વચ્ચે પડવું, એ તમામ મને વધારે હયેરતમાં નાખે છે! નેક જવાન, તમોએ મને શી રવેસે પિછાણ્યો, અને આ ચંડાળો મારી ઉપર હુમલો કરનાર છે, એ તમોએ કેમ જાણ્યું?

**સૈયદ**—દુન્યાને પનાહના આપનાર મેહેરબાન ખલીફ, હું પછવાડેના મોહોલ્લામાંથી થોડાક કલાક આગમજ પસાર થતો હતો, ત્યારે આ શખ્સો એક પારકી ઝબાનમાં ગોફતેગુ ચલાવતા હતા, કે જે હું એક વખતે શિખેલો હતો. તેઓ આપ નામવરને કેદ કરવાનો, તથા આપના બુઝર્ગ વજીરને કતલ કરવાનો મનસુબો કરતા હતા. તે બાબે આપ નામદારને શી રવેસે ચેતાવવા તેની મને ખબર ન હોવાથી, મેં આ જગ્યાએ આપના બચાવને માટે હાજર રહેવાનો ઇરાદો કર્યો, અને અલ્લાહ-ઇસતરક! ખુદા તમો જહાનપનાહને સલામત રાખે! તે હું સારે નસીબે તેઓની મકસદ ઉંધી વાળવામાં ફત્તેહ પામ્યો છું.

**હારૂન-અલ-રશીદ**—માશાલ્લા! શાબાશ! બહાદુર જવાન, ખુદા તમારો નેઘેહબાન થજો! હું તમારો સરોચશમથી અહેશાન માનું છું. આ મારી વિંટી લેઓ, અને તે લઇ કાલે મારા મહેલમાં પધારજો, કે જ્યાં આપણે એ બાબે વધારે ફુરસદે વાત કરીશું, તેટલાં તમારે માટે શું કરવું, તે બાબે હું દરિયાફત કરી રાખીશ. વજીર, હવે હ્યાંથી આપણે નિકળી જઇએ તો સારૂં, સબબ કે જે એક લુટારો અત્રેથી છટકી જવા પામ્યો છે, તે કદાચ પોતાના બીજા રફિકોને લઇને આપણી ઉપર ફરીથી હલ્લો કરશે. આ લુટારાઓનું શું કરવું, તે બાબે આપણે કાલે વિચાર કરીશું.

આ મુજબ બોલી **હારૂન-અલ-રશીદ** ત્યાંથી ચાલવા માંડયું, પણ તેઓનાં ત્યાંથી જવા આગમજ વજીરે એક ભારે થેલી **સૈયદ**ના હાથમાં મુકી, અને કહ્યું, "આ લે, હમણાં તો સલામ અલયેકુમ, સહવારે વાત."

બહુ ખુશી થતો **સૈયદ** પોતાને મકાને ગયો, પણ અંદર દાખલ થતાંજ **કાલુમ બેગે** તેને ગાળોથી ધોઇ નાખ્યો, સબબ કે

આ ખંધો વેપારી સમજ્યો હતો, કે **સૈયદ** તેને છોડીને નહાસી ગયો હતો. રસ્તામાં આવતાં **સૈયદે** વઝીરે આપેલી થેલી ઉઘાડી જોઇ હતી, અને તેમાં તમામ સોનાનાં સિક્કાઓ ભરેલા હતા, માટે તેણે **કાલુમ બેગને** અવ્વલમાં પોતાનો ગુસ્સો સારી રવેશે ખાલી કરવા દીધો, અને પછી પોતે શા વાસ્તે મોડો આવ્યો હતો, તેનો કશો પણ ખુલાસો કર્યા વગર તે ધિક્કારથી બોલ્યો, "મને તમારી નોકરી જોઇતી નથી, માટે તમોએ તમારો બીજો નોકર શોધી લેવો, સબબ કે હું તમારી નોકરીથી તદન કંટાળી ગયો છું, અને આ શહેર છોડી જવાનો ઇરાદો રાખું છું. તમોએ મને કબુલેલો પગાર તમારીજ પાસે રાખવો, મને તેની જરૂર નથી." એમ બોલી તેણે ત્યાંથી ચાલવા માંડયું. કાલુમ બેગ આ સાંભળીને એટલો ગાફેલ બની ગયો હતો, કે તેને જતો અટકાવવાની પણ તેને અક્કલ રહી નહીં.

બીજે દીને **કાલુમ બેગે સૈયદને** ખોળી કહાડવાને આખાં શહેરમાં માણસો મોકલ્યાં, પણ લાંબો વખત સુધી તે મળ્યો નહીં, પણ આખરે એક જણે આવીને તેને ખબર કીધી, કે તેણે તેને એક મુસાફરખાનામાં જોયો હતો, અને તેણે ઘણો ઉંચો પોશાક પેહેરેલો હતો.

આ સાંભળી **કાલુમ બેગ** બોલ્યો, "એ નાપાક કુતરાએ મારે ત્યાં ચોરી કીધી હશે." અને પછી તરત ચોકી તરફ દોડયો. અલબતાં, નામવર ખલીફના ખાનગી **મસરૂરનો** તે એક ખેશી હતો, તે વાત દરેક જણને ખબર હતી, માટે તેની તરફથી **સૈયદને** પકડવાને ચોકિઆનો તરત તૈયાર થઇને તેનાં મકાન તરફ દોડયા. આ વખતે બિચારો **સૈયદ** એક વેપારી સાથે બેસીને **બલસોરે** કેવી રીતે જવું તે બાબે ગોફતેગુ ચલાવતો હતો, તેટલાં કેટલાક શખ્સોએ આવીને તેના હાથો તેની પીઠ પછવાડે બાંધ્યા. **સૈયદે** છુટવાને ઘણાંબી ફાંફાં માર્યાં, તથા તેઓને સમ-

જાવવાની કોશેશ કીધી, પણ ફોકટ. તેઓ ફકત એટલુંજ કહેતા, કે તંને પકડવાનો હુકમ તેઓના શેઠ **કાલુમ બેગે** તેઓને આપ્યો હતો.

હજી તો આ ગડબડ ચાલે છે, તેટલાં દગાખોર **કાલુમ બેગ** પોતે પણ ત્યાં આવી પોહોંચ્યો, અને બિચારા **સૈયદના** ગજવામાં હાથ નાંખી, તેમાંથી એક લાંબી થેલી ખેંચી કહાડી, તે આસપાસનાઓને દેખાડીને મગરૂરીથી બોલ્યો, "જોઇ! કેવી મારે ત્યાં એણે લુટ ચલાવી છે તે!"

આ જોઇ દરેક જઇ જણ બોલી ઉઠયા, "આવો એક ખુબસુરત જવાન, અને કેવું ખરાબ કામ એણે કર્યું? ચાલો, એને કાઝી સાહેબ પાસે લઇ જઇએ, કે તેવણ એને લાકડીના ઝપેટાઓ લગાવવાનો હુકમ આપે!"

તરતજ ગરીબ બિચારા **સૈયદને** કાઝી પાસે લઇ જઇ ઉભો કરવામાં આવ્યો. **સૈયદે** પોતાનો અહેવાલ તેને કહેવાની કોશેશ કીધી, પણ તેણે તેને બોલતો એકદમ બંધ કીધો, અને ફરિયાદી તરફ ફરીને તેને પુછયું, કે થેલી તેનીજ હતી, અને તે તે પિછાણે છે, અને તેને ત્યાં કાંઇ પૈસા ચોરાયા હતા? આ ઉપરથી **કાલુમ બેગે** સોગંદ ખાઇને કહ્યું, કે તે થેલી તેનીજ હતી, અને તેને ત્યાં પૈસા ચોરાયા હતા.

**સૈયદ**—આ તમામ કેફિયત ખોટી છે.

**કાજી**—હા! ચોરો તો હંમેશાં નામુકર જાય છે. ભલે, ત્યારે આ તમામ સોનાના સિક્કાઓ તારા છે, એમ તું સાબેત કરશે?

**કાલુમ બેગ**—એ કયાંથી તેમ કરવાનો હતો. જ્યારે હું એને જંગલમાંથી લઇ આવ્યો, ત્યારે એની પાસે કશું ન હતું, અને આજ ચાર મહિના થયા એ મારી નોકરી કરે છે, તેટલામાં મેં એને એને એક દીરમ પણ આપ્યો નથી, ત્યારે આ પૈસા એની પાસે આવેજ કયાંથી?

સૈયદ—ખરી વાત છે, પણ મને કોઇએ બક્ષેશ આપ્યા છે.

કાલુમ બેગ—વાહ! કેવું સાચું બોલ્યો! તું હંમેશાં જુઠું બોલતો આવ્યો છે. બીજું કાંઇજ નહીં, પણ તેં મારી પેટીમાંથી મારી ગેરહાજરીમાં ચોરીઓ કીધી છે, અને મેં તારી ઉપર મુકેલો એતબાર તેં તોડયો છે.

કાજી—બસ, બસ, એણે પોતાના શેઠની ચોરી કીધી, એ તો પુરવાર થયું છે, માટે કાલુમ બેગ તમો તમારા પૈસા લેઓ.

પછી સૈયદ તરફ ફરીને બોલ્યો, "નામવર ખલીફે છેલ્લો હુકમ જાહેર કર્યો છે, કે જે કોઇ શહેરના બજારમાં સો સોનાના સિક્કાઓની ચોરી કરે, તેને દેશનિકાલ કાહાડવો, માટે બચ્ચાજી, આવતી કાલે તારાજ જેવા બીજા વીસ પંચીઓની સાથે તુંને પણ તારી સજા ભોગવવાને મોકલી આપવામાં આવશે, તેટલામાં હાલ તો તુંને કેદ કરવામાં આવે છે."

આ મુજબ હુકમ ફરમાવીને કાજી પોતાની ગાદી ઉપરથી ઉતર્યો, અને જો કે બિચારા સૈયદે પોતાનો અહેવાલ જણાવવાને તથા ગમે તો તેને ખલીફ પાસે લઇ જવાના તેના ઘણાબી કાલાવાલા કર્યા, પણ તે ઉપર તેણે કશું ધ્યાન આપ્યું નહીં, અને ત્યાંથી ચાલી ગયો. ત્યાર પછી કમનસીબ બિચારા સૈયદને લઇ જઇ એક વહાણમાં કેદ કરવામાં આવ્યો, કે જેમાં તેને તરી પાર કાહાડવામાં આવનાર હતો.

આ વહાણમાં એક ઘણીજ સાંકડી જગ્યા, કે જે એટલી તો નિચી હુતી, કે ભાગ્યેજ એક માણસ તેમાં ઉભું રહી શકે, તેમાં વીસ શખસોને જાનવરોની માફક સિચવામાં આવ્યા હુતા, કે જેઓ જમીન ઉપર બિછાવેલા ઘાસની ઉપર પડેલા હુતા. સૈયદને ત્યાં દાખલ કર્યામાં આવતો જોઇને તેઓ સર્વે પાછા કાજીને તથા ખલીફને ખરાબ ગાળો દેવા પડી ગયા; પણ જવાન સૈયદનો ખુબસુરત અને અમિરી ચહેરો જોઇને, તથા તેની ચશ્મોમાંથી

આંસુઓ વહેતાં જોઇને તેઓની ખાતરી થઇ, કે તે તેઓનાજ જેવી ચાલનો એક શખ્સ ન હતો, અને તેથી તેઓ તેની તરફ રહેમ દેખાડવા લાગ્યા.

એવી એક કંગાળ જગ્યા, અને એવા ખરાબ સોબતીઓ વચ્ચે બિચારા **સૈયદને** હવે રહેવાનું હતું. જેમ કાજીએ કહ્યું હતું, તેમ બીજે દિને વહાણે **ટાઇગ્રિસ** નદીમાંથી દરિયા ગમ ઇરાની અખાત તરફ જવાને હંકારવા માંડયું. આખા દિવસ વચ્ચે આ કમનસીબ કેદીઓને ફકત થોડા સડેલા ચોખાઓની એક ટોપલી, તથા એક બાલદી ભરીને પાણી પુરૂં પાડવામાં આવતું હતું. ફકત આટલોજ ખોરાક તેઓને આપવામાં આવતો હતો, અને બીજા કેદીઓની મુવાફેક **સૈયદને** પણ તે ઉપરજ સબુરી પકડવી પડતી હતી.

આ મુજબ આશરે એક અઠવાડિયાં તુલીક દરિયામાં સફર કીધા પછી બિચારા કેદીઓને લાગ્યું, કે જાણે હંમેશ કરતાં વધારે ઝોંકા વહાણને લાગતા હોય; વળી દરિયાના મોજાઓ પણ ઘણા જોરથી વહાણની બાજુ ઉપર અથડાતા હોય, અને ઉપર લોકો જોરથી દોડતા હોય, એમ તેઓને જણાયું. થોડાજ વખતમાં એક જબરો આંચકો લાગ્યો, અને એક દેહેશતનાક કડાકો થયો. ટુંકમાં, તે વહાણ ખરાબે ચઢયું હતું.

"ખુદા ખયેર કરે! આપણી ઉપર પાણી ધસ્યાં આવે છે," એમ પોકારીને બંદીવાનો તુટકની નીચે જ્યાં તેઓને કેદ કર્યામાં આવ્યા હતા, તે ઓરડાના દરવાજા ઉપર પોતાની મુક્કીઓ જોરથી ઠોકવા લાગ્યા, એવી મતલબથી કે તે ઉંઘાડવામાં આવે, પણ તેની કશી અસર થઇ નહીં. કશો પણ જવાબ ઉપરના લોકોએ આપ્યો નહીં, અને તેઓની હીલચાલ થતી પણ બંધ થઇ ગઇ; એટલુંજ નહીં, પણ વળી તેઓની કોઠડીમાં ધસારા સમેત પાણી આવવા લાગ્યાં, જેથી તેઓએ પોતાના પોશાકો કહાડીને જ્યાં જ્યાંથી પાણી અંદર આવતું હતું, તે દરેક નાંકાઓ બંધ કરવાની કોશેશ

કીધી; પણ પાણીનો જોશ વધારે હોવાથી તે ઘણું જલદી અંદર દાખલ થયું, અને થોડીજ પળમાં તેઓ સર્વે અંદરજ ગુંગળાઇને મરી ગયા હતે, પણ તેટલાં તેઓએ એક વખત ફરીથી વધારે જોરથી દરવાજા ઉંઘાડવાની કોશેશ કીધી, અને તેમાં તેઓ ફત્તેહ પામ્યા. પોતાની જીવતી કુબરને જાણે દરવાજો તેઓએ ઉંઘાડયો હોય, એવી ઉલટ સાથે તેઓ તરત બહાર પડયા, અને દાદર તરફ ઉપર જવાને ધસ્યા, પણ ઉપર જઇને જોય છે, તો વહાણને લગતા તમામ જણા વહાણ છોડીને જતા રહેલા તેઓને જણાયા; તેઓ સર્વે મછવાઓમાં બેસીને જતા રહ્યા હતા. આ જોઇ સર્વે કેદીઓ હાય અફસોસ કરવા પડી ગયા, અને પછી નાઉમેદ થઇ વહાણમાં ભરેલો દારૂ નોશ કરવા, તથા ગાવા અને નાચવા લાગ્યા, પણ આખરે ઘણાજ છાકટા થઇ જવાથી તેઓ તુતક ઉપર લેટવા લાગ્યા. આખરે વહાણ એક મોટા ખડક સાથે અથડયું, અને તેના હજારો ટુકડા થઇ ગયા.

સૈયદ પોતાના બીજા ખરાબ સાથીઓ કરતાં વધુ અકલમંદ હતો, માટે તેણે દારૂ પીવામાં કે ગાવા નાચવામાં કશો ભાગ લીધો નહીં, અને વહાણના ભાંગવા સાથેજ તે એક મોટાં ડોલને વળગી રહ્યો. જો કે મોજામાં તે ઘણો પછડાયો, તોયે બનતી કોશેશે તેણે પોતાનું માથું પાણીની ઉપરજ રાખી મુકયું. એતેફાકે તેનો હાથ છાતીમાં સંતાડેલી પેલી જાદુઇ સીસોડી ઉપર પડયો, અને જોકે વારંવાર સૈયદને તેથી નાઉમેદી થઇ હતી, અને તેમાં કશો પણ તલેસમ નથી, એમ તે ધારતો હતો, તે છતાં તેને પેલી નેક પરીના સખુનો યાદ આવ્યા, કે "કદી પણ નાઉમેદ થતા ના." આ ઉપરથી ઉલટ પકડીને તેણે તે સીસોડી પોતાનાં મોંહ આગળ ધરી, અને વગાડવાની કોશેશ કીધી, તો તેમાંથી સાફ તિણો અવાજમાંથી તે પણ એવો તો મોટો, કે તોફાનના અવાજમાંથી પણ તે ખુલ્લો સંભળાતો હતો. વળી તે અવાજ થતાંજ યા

અલ્લાહુ! તોફાની મોજાઓ બેસી ગયા, અને દરિયો કાચના જેવો સાફ થઇ ગયો. પોતે જે ડોલની ઉપર ચહડી બેઠો હતો, તે કાંઇ અજાયબ રીતે એમથી તેમ હાલવા લાગ્યો, અને તરતજ તેને માલમ પડયું કે તે ડોલ ઉપર નહીં પણ એક જબરદસ્ત દેલફીન જાતની માછલીની પીઠ ઉપર બેઠેલો હતો. તોપણ તે માછલી ઝડફથી પણ સારી રીતે તરતી જતી હતી, તે જોઇ સૈયદને જરા ધીરજ આવવા લાગી.

તેને તરતજ લાગ્યું, કે આ સઘળો બનાવ સીસોડી વગાડવાને લીધે તે નેક પરીની મહેરબાનીથી થયો હતો, તેટલા માટે તે દિલમાં તેણીનું ભારે અહેશાન માનવા લાગ્યો.



તે દેલફીન એટલી તો ઝડપથી તરતી જતી હતી, કે તેજ દિને સાંજે સૈયદની નજરે જમીન પડી, અને તે માછલી પછી એક મોટી નદીની અંદર દાખલ થઇ. આ વખતે સૈયદના "પેટમાં

ખુબ કકડી પડવા માંડી” હતી, સબબ કે છેલ્લા ચોવીસ કલાકમાં તેણે કાંઇપણ ખોરાક લીધો ન હતો.

આ ઉપરથી તેણે એક વાર ફરીથી પોતાની જાદુઇ સીસોડીનો તલેસમ અજમાવવાનો ઇરાદો કર્યો, અને તે બહાર કહાડી વગાડી, અને તેજ વખતે સારા ખોરાકની તલબ કીધી, તો તરતજ તે દેલફીન ઉભી રહી ગઇ, અને દરિયાનાં તળિયાંમાંથી એક બીજી માછલીની પિઠ ઉપર એક મેજ ઉપર ઉંચકાઇ આવી, કે જેની ઉપર લેહઝતદાર ખાણું પિરસેલું હતું, અને જાણે દરિયાનું પાણી તેને લાગ્યું પણ ન હોય, એવી સારી હાલતમાં તે હતું. જે કંગાળ ખાવાનું તેને થોડોક વખત થયો મળતું હતું, તેથી તે એટલો તો હયેરાન થયો હતો, કે આ લહેઝતદાર ખાણું તે પેટ ભરી જમ્યો, અને તે માટે ફરીથી એક વાર તે નેક પરીનું અહેશાન માન્યું. જમી રહ્યા પછી તે મેજ પાછી ગેબ થઇ ગઇ, અને પેલી દેલફીન માછલીએ પોતાની સફર શરૂ કીધી.

સાંજનો વખત થવા માંડયો હતો, અને આફતાબ અસ્ત પામવાની તૈયારીમાં હતો, તેટલામાં નદીની જમણી તરફના કિનારા ઉપર સૈયદની નજરે એક બહુ ખુશ્નુમા મેહેલ પડયો. પોતે તે તરફ જવાને હજી તો દિલમાં વિચાર કરે છે, તેટલામાંજ તેનાં જોવામાં આવ્યું, કે તે દેલફીન માછલી તેજ તરફ તેને લઇ જતી હતી. સૈયદે જોયું, કે તે આલીશાન મકાનની આગળ કેટલાક ગુલામો ઉભેલા હતા, અને વળી કિનારા ઉપર ઉમદા પોશાકવાળા બે શખસો હતા, કે જે સઘળાઓ અજાયબ ભરેલી ચશ્મોથી સૈયદની દરેક હીલચાલો તપાસતા હતા. તે દેલફીન તે મહેલની એક સંગેમરમરની સીડી આગળ જઇને ઉભી, કે જ્યાંથી ઉપર મહેલમાં જવાનો રસ્તો સુંદર દરખ્તોની બે હારો વચ્ચેથી હતો. સૈયદને જમીન ઉપર ઉતારવામાં મદદ કરવા માટે કેટલાક ગુલામો તેની પાસે દોડી આવ્યા, અને તેઓએ તેને તે મકાનના માલેક

તરફથી અંદર આવવાનું ઇજન કીધું. તે ઉપરથી તે તેઓની સાથે ચાલ્યો, અને ઝરૂખા ઉપરથી અમીરી દેખાવના બે શખસોને ઉભેલા જોયા, કે જેઓએ તેને ઘણો માન ભર્યો આવકાર દીધો.



આ બે માંહેલો વધારે જવાન ઉમરનો શખસ બોલ્યો, "અજાયબી ભરેલા જવાન, તમે કોણ છો, કે જે જેમ એક સિપાહ બચ્ચો જગમાં પોતાના ઘોડાને ચલાવે છે, તેવીજ રીતે આશાનીથી પોતાના કાબુમાં દરિયામાંની જબરદસ્ત માછલીને રાખી શકો છો? તમો આદમ છો, કે કોઇ જાદુગર છો?"

સૈયદ—સાહેબ, હું પણ આપની મુવાફેક એક આદમ છું, પણ દુન્યાની ગીરદેશથી ઘણો હાડમાર થયો છું. અગરજો મારી તે તવારીખ જાણવાની આપની ખાહેશ હોય, તો હું તે આપને મોટી ખુશી સાથે કહી સંભળાઉં.

આ ઉપરથી જે જવાન ઉમ્મરનો હતો, તે બોલ્યો, "હા, બોલો, અમો સાંભળવાને તૈયાર છીયે."

**સૈયદ** પછી પોતાની જીંદગીનો તમામ અહેવાલ, પોતા ઉપર પડેલા તમામ હાંદેશાઓ, વગેરે તેઓને કહી સંભળાવ્યા, જે સાંભળીને તેઓ ઘણા અજાયબ થયા, અને ખસુસ કરીને જ્યારે **સૈયદે** ખલીફ ઉપર રાતની વખતે થયેલા હુમલા બાબે જણાવ્યું, ત્યારે તો તેઓની અજાયબીનો પાર રહ્યો નહીં.

પછી તે જવાન બોલ્યો, "**સૈયદ**, તમારો અહેવાલ ઘણો અજાયબ જેવો છે, તે છતાં હું તમારો દરેક સખુન માનું છું, કેમકે તમારા બોલવામાં એક જાતની રાસ્તી અમોને નજર આવે છે, પણ અમારાં કરતાં કોઇ બીજા વધારે બેઇમાન શખ્સો તમોને મળે, કે જેઓ તમારો આ તમામ અજાયબી ભરેલો અહેવાલ માનવાને ના પાડે, અને તેની કાંઇ સાબેતીઓ માંગે, તો તે તમો આપી શકો? તમો જણાવો છો, કે મર્દાનગીભરી કવાયદો થવા પછી ખલીફે તમોને એક સોનાની સાંકળી બક્ષેશ આપી હતી; અને અને તેનીજ ઉપર થયેલા હુમલામાં તમોએ તેનો બચાવ કરવાથી તેણે તમોને એક વિંટી આપી હતી, તે જો ખરૂં હોય, તો તે બેમાંનું એક પણ તમારી પાસે હોવું જોઇએ?"

"આ રહ્યાં, તેઓ બંને મારી પાસે મોજુદ છે," એમ કહી **સૈયદે** તે સાંકળી તથા વિંટી પોતાની છાતી ઉપરથી બહાર ખેંચી કહાડયાં.

તે જોતાંજ તે જવાન શખ્સ બોલી ઉઠયો, "અલ્લાહના કસમ! આ તો મારીજ વિંટી છે! પ્યારા વજીર, એજ મારો બચાવ કરનાર જવાન છે!"

આ સખુનો સાંભળતાંજ **સૈયદ** પોતાનાં ઘુંટણ ઉપર પડયો, અને બોલ્યો, "જહાનને પનાહના આપનાર નામવર ખલીફ, મેં

આપને અવ્વલમાં પિછાણ્યા વગર આ મુજબ ગોફ્તેગુ કીધી, તે માટે કમતરીનને માફ કરશો; હું નહીં જાણતો હતો, કે હું દુન્યામાં મશહુર, બુલંદ દરજ્જેના નામવર **ખલીફ હારૂન-અલ-રશીદની** હાજરીમાં હતો.”

ખલીફે તેને પોતાને ગળે લગાડયો, અને કહ્યું, “હા, હુંજ ખલીફ, તમારો ખરો રફિક છું. યાદ રાખજો, કે હું હવે પછી તમો ઉપર કોઇ જાતની પણ આફત પડવા દેનાર નથી. હું તમોને મારી સાથે **બગદાદ** લઇ જઇશ, અને તમો હવે પછીથી મારા મહેલમાંજ રહેશો.”

**સૈયદ** ખલીફનો ઘણો અહેસાન માન્યો, અને તે નામવરની સાથે જઇને મહેલમાં રહેવા આગમજ પોતાના જઇફ બાપને ભેટવાની ઉમેદ દેખાડી, અને જણાવ્યું, કે તે તેના વગર બહુ બેકરાર રહેતો હશે. પોતાના બાપ બાબેની એવી ઇંતેજારી જોઇને નામવર ખલીફ ઘણો ખુશી થયો, અને **બગદાદ** જવા પછી તે બાબે નક્કી કરવાનું જણાવ્યું. પછી તેઓ સર્વે ઘોડા ઉપર સ્વાર થઇ **બગદાદ** તરફ ગયા.

ત્યાં પોહોંચવા પછી બીજે દિને **સૈયદ**, ખલીફ તથા વજીરની સાથે બેસીને ગોફ્તેગુ કરતો હતો, તેટલાં **મસરૂર** ત્યાં આવ્યો, અને બોલ્યો, “જહાંપનાહ, આપના નોકરની એક અરજ સાંભળશો ?”

**ખલીફ**—તે શું છે ?

**મસરૂર**—મારો માનીતો બેશી, **કાલુમ બેગ**, કે જે **બગદાદના** બજારમાં એક જાણીતો વેપારી છે, તે હમણાંજ મારી પાસે આવ્યો હતો. એક શખ્સ, કે જે **બલસોરાથી** આવ્યો છે, અને જેનો બેટો એક વખત તેની નોકરીમાં હતો, તેની સાથે તેને કજિયો ઉઠયો છે. તે બેટો, જે એક જવાન મર્દ હતો,

તે બિચારા કાલુમ બેગને ત્યાં ચોરીઓ કરી કેથે નહાસી ગયો છે, અને તે કયાં જઇ ભરાયો છે, તે બાબે કોઇને કશી ખબર પણ નથી. હવે તેનો બાપ તેને રજુ કરવાનો તકાદો કરે છે, પણ તેમ બને એમ નથી. મારો પિતરાઇ તેટલા માટે તમો નામવરની પનાહ ચાહે છે.

**હારૂન-અલ-રશીદ**—ઠીક, હું આ કજિયાનો ફેંસલો કરીશ. જાઓ, તમારા પિતરાઇને તથા તે જવાનના બાપને અર્ધા કલાક કલાક પછી અત્રે હાજર કરજો.

મસરૂરનાં ત્યાંથી જવા પછી ખલીફે કહ્યું, "ઇનશાલ્લા! મારા વાહાલા સૈયદ, આ તો ઠીક ચોકઠું બેઠું છે! તમો તો તમારા નેક પેદરને ભેટવાને બલસોરે જનાર હતા, પણ તે તો પોતેજ બગદાદ આવી લાગ્યો છે! તમારો અહેવાલ જાણ્યા પછી હું પેલા કાલુમ બેગને તેને લાયકની સજા કરવાનો ઇરાદો રાખતો હતો, પણ તેટલાં તો તે ચંડાળ પોતેજ ચાલી ચલાવીને હ્યાં આવ્યો છે! મને દરેક બાબદની ખબર પડી ચુકી છે, માટે હવે હું આદેલ સુલેમાનના જેવોજ ઇન્સાફ કરી શકીશ, માટે સૈયદ, જાઓ, તમો મારાં તખ્ત આગળના પડદાની પછવાડે છુપાઇ બેસો, અને જ્યાં તુલીક હું તમોને બોલાઉં નહીં, ત્યાં તુલીક બહાર આવતા ના; અને વજીર, તમો તે કાઝી, કે જેણે સૈયદને દેશનિકાળની સજા ફરમાવી છે, તેને અત્રે એકદમ બોલાવી મંગાવો."

જ્યારે સૈયદે પોતાની છુપાવાની જગ્યાએથી પોતાના જઇફ પેદરને દીઠો, ત્યારે ખુશાહાલીથી તેનું દિલ ધડકવા લાગ્યું. ઇંતેજારીથી તે બિચારા બુઝર્ગ મર્દનો ચેહેરો સોહોરાઇને ઝર્દ મારી ગયો હતો, અને તેના હાથોમાં દોડી જઇને, "મારા પેદર, આ રહ્યો તમારો બેટોઃ તમારાં આંસુઓ નુછી નાખો, હવે તમારો સૈયદ તમોને પાછો મળ્યો છે." એમ કહેવાને તેનું દિલ અંદ-

રથી ઘણું લલચાતું હતું; પણ તેટલામાંજ કાલુમ બેગને અંદર દાખલ થતો જોઇને તેની લાગણી ફેરવાઇ ગઇ, અને બહાર નિકળી આવી, તે ચંડાળની ગલચી પકડી તેને સારી પેઠે ઠોકવાનો તેને વિચાર થઇ આવ્યો.

પણ તરતજ નામવર ખલીફ ચહડીને તખ્ત ઉપર બેઠો, અને વડા વજીરે વાદીનું નામ પોકાર્યું. તે સાંભળી, કાલુમ બેગ હિમતથી બહાર આવ્યો, અને બોલ્યો, "જહાંપનાહ, થોડાક દિન અગાઉ જ્યારે હું મારી દુકાન આગળ બેઠેલો હતો, ત્યારે એક થાળી પિટાવનારે એક થેલી ઉંચે પકડીને પોકાર્યું, 'જે કોઇ બલસોરાના સૈયદ બાબે ખબર આપશે, તેને સોનાથી ભરેલી આ થેલી બક્ષેશ આપવામાં આવશે.' હવે, આ સૈયદ એક વખત મારે ત્યાં નોકરીએ રહેલો હતો, માટે મેં તેને જોઇતી ખબર આપવા કબુલ્યું. આ વેળા આ શખસ (બેનેઝર તરફ દેખાડીને) પણ તેની સાથે હતો, તે મારી નઝદીક આવ્યો, અને તેના બેટા બાબે હું જે કાંઇ જાણતો હોઉં, તે તેને કેહેવાની મને અર્ઝ કરવા લાગ્યો. તે ઉપરથી તે કેવી રીતે મને રેતીનાં રણમાંથી મળ્યો હતો, મેં તેને કેવી રીતે મદદ કીધી હતી, અને છેલ્લે તેને કેવી રીતે બગદાદ લાવ્યો હતો, તે તમામ કહી સંભળાવ્યું. આ સર્વે સાંભળીને તેણે મને તે થેલી તરત આપી દીધી, પણ પછી જ્યારે મેં તેને જણાવ્યું, કે એનો બેટો મારે ત્યાં ચોરી કરીને નહાસી ગયો હતો, ત્યારે એણે મારૂં કહેલું માનવાને ના પાડયું; સામો મને ગાળો દેવા લાગ્યો; મને એક ઠગારો કહ્યો, અને તે દિનથી આજ તુલીક મારે ત્યાં આવીને મને હયેરાન હયેરાન કરે છે, અને પોતાનો બેટો તથા પેલી થેલી બંને પાછાં માગે છે. હવે મારાથી નહીં એનો બેટો પાછો અપાતો, કે નહીં એની સોનાની મોહોરો, સબબકે મેં આપેલી ખબરને લીધે તે

નાણાં ઉપર મારો વાજબી હક છે, અને વળી એના ચોર બેટાને હું કયાંથી લાવી આપું ?"

આ સાંભળીને બેનેઝરે પોતાના બેટાની તારીફમાં તેને ઘણા ઉમદા ખવાસનો અને નેક ખસલતને જાહેર કર્યો, અને નામવર ખલીફને જણાવ્યું, કે તેની ઉપર મુકવામાં આવેલા ગુનાહો કરે એવો તે ન હતો, તેટલા માટે તે નામદારે ઘણી બારીક તપાસ ચલાવવી.

આ સાંભળીને ખલીફે જવાબ આપ્યો, "ઠીક છે, જો તેવી તપાસ કરવાની ઝરૂર પડશે, તો તેમ પણ કરવામાં આવશે." પછી કાલુમ બેગ તરફ ફરીને તે નામવર બોલ્યો. "તમારે ત્યાં થયલી ચોરી બાબે તમોએ ફરિયાદ કીધી હતી, સબબ કે તેમ કરવાની તમારી ફરજ હતી ?"

કાલુમ બેગ—હા, નામવર, હું તેને કાજી સાહેબ પાસે લઇ ગયો હતો.

ખલીફ—કાઝીને હ્યાં લઇ અવો.

તરતજ કાઝીને ત્યાં લાવી હાજર કરવામાં આવ્યો તે જોઇ સર્વે જણા અજાયબ થઇ ગયા. તેને જ્યારે ખલીફે પુછયું, ત્યારે તેણે જવાબ દીધો, કે તમામ અહેવાલથી તે જાણીતો હતો.

ખલીફ—તમોએ ચોરી બાબે તે જવાનને પુછયું હતુ, અને તેણે કબુલી હતી ?

કાઝી—હા, જહાનપનાહ. મેં તેને તે બાબે સવાલ કર્યો હતો, પણ તેણે તે બાબે તમો નામવરની હજુરમાં શિવાય કશો પણ ખુલાસો આપવાને બહાનું કહાડયું હતું.

ખલીફ—હું ! પણ મારી હજુરમાં લાવવામાં આવ્યો હોય, એવી મને તો યાદ નથી.

કાઝી—નહીં, નામવર ખલીફ, તેને આપની હજુરમાં હું

લાવ્યો નહીં હતો, સબબ કે જો એમ હું દરેક ચોરને આપની હજુરમાં લાઉં, તો તેઓનાં આખાં લશકરને લશકર લાવવાં પડે.

**ખલીફ**—(ગુસ્સાથી) પણ શું તમોને ખબર નથી, કે મારી રૈયતને દાદ આપવાને માટે રાતોદિન હું ઇંતેજારી રાખું છું તે? તમોને સારી રવેસે ખબર હોવી જોઇએ, કે દરેક ફરિયાદ સાંભળવાને મારા કાનો ખુલ્લા છે. પણ કદાચ એમ હશે, કે ગુનાહ ઘણો ખુલ્લી રીતે સાબેત થયો હશે, અને તેટલા માટે તમોને તેને મારી પાસે લાવવાની જરૂર જણાઇ નહી હશે? **કાલુમ બેગ**, તમોએ ખાતરીદાર ગવાહીઓ આ કજીયાની વખતે રજુ કર્યા હતા?

**કાલુમ બેગ**—(લગાર ગભરાઇને) ગવાહીઓ! નહીં, મહેરબાન ખલીફ, આપ નામવરને ખબર છે, કે સોનાનો એક સિક્કો આબાદ બીજાનાજ જેવો હોય છે, તો પછી મારા ચોરાયલા સિક્કાઓ પિછાણવાને કેવી રીતે ગવાહીઓ લાવી શકાય?

**ખલીફ**—ત્યારે તમોએ કેમ જાણ્યું, કે તેની પાસેના સિક્કાઓ તમારાજ હતા? તે થેલી તમારી પાસે છે?

**કાલુમ બેગ**—(તે દેખાડીને) હા, નામવર આ રહી તે.

**વજીર**—(અજાયબીથી) શું! તમો કહો છો, કે આ થેલી તમારી છે? હું કસમ ખાઇને જણાઉં છું, કે તે મારી છે, અને તેમાં સોનાના સો સિક્કાઓ ભરીને મેં એક બહાદુર જવાનને એક આફતની વખતે મારો જાન બચાવવામાં મદદ કરવા માટે બક્ષેશ આપી હતી.

**ખલીફ**—તે તમો સોગંદ ખાઇને કહી શકશો?

**વજીર**—હા, નામવર. તેમ હું હિમતથી કહી શકીશ, સબબ કે એ થેલી ઉપરનું ભરતકામ ખુદ મારી બેટીએ પોતાને હાથે મારે વાસ્તે કર્યું છે, અને તેમાં હું ભુલ કરૂં એમ નથી.

**ખલીફ**—કાઝી, તમોએ ત્યારે ખોટો ઇનસાફ કર્યો છે. જ્યારે તમારી સામે પુરાવા કે ગવાહીઓ ન હતા, ત્યારે તમોએ શા ઉપરથી ધાર્યું, કે તે થેલી **કાલુમ બેગ**નીજ છે?

**કાઝી**—(ધ્રુજીને) નામવર ખલીફ, એણે તેમ સોગંદ ખાઇને જણાવ્યું, તે ઉપરથી મેં ધાર્યું, કે તે ખરોજ હશે.

આ સાંભળીને ખલીફ બહુજ ખફા થયો, અને ભારે પોકાર મારી ઉઠયો, "ત્યારે **કાલુમ બેગ**, તેં જુઠા કસમ ખાધા છે!" આ સાંભળીને તે તો સફેદ રૂ જેવો થઇ ગયો.

જેમ તેમ કરી નબળે અવાજે તે બોલ્યો, "અલ્લાહુ! અલ્લાહુ! મારાથી નામવર વડા વઝીરને ખોટા પડાય, એમ તો બની શકેજ નહીં, પણ-કદાચ-એવણ ભુલતા હશે. યા ખુદા! જો આ વખતે પેલો **સૈયદ** હ્યાં હાજર થાય તો હું એક હજાર તોમાન ખુશીથી આપું!

**ખલીફ**—(કાઝી તરફ ફરીને) તમોએ તે જવાનને શું સજા ફરમાવી હતી?

**કાઝી**—(બિહિને) નામવર ખલીફ, કાયદામાં ફરમાવ્યા મુજબ ને દેશનિકાળ કાહાડયો.

આ સખુનો સાંભળીને **સૈયદ**નો જઇફ બાપ મોટે અવાજે રડી પડયો, અને દુઃખથી દિવાના જેવો થઇને પોકારી ઉઠયો, "ઓહો! **સૈયદ**, મારાં ગરીબ કમનસીબ બચ્ચાં!"

**ખલીફ**—**સૈયદ**, બહાર આવો, અને તમોને ગુનેહગાર ઠરાવનારાઓને હવે તમે ગુનેહગાર ઠરાવો.

**સૈયદ**ને બહાર આવેલો જોતાંજ **કાલુમ બેગ** અને કાઝીના દમ બંધાઇ ગયા! જાણે તેઓએ ભૂત જોયો હોય, એમ થોડોક વખત તો તેઓ ગાફેલ બની ગયા, પણ પછી ખલીફની સામે

ઘુટણ મરડિયે પડયા. પણ ખલીફે તો પોતાની તપાસ હજી ચાલુજ રાખી, અને બોલ્યો, "હવે, **કાલુમ બેગ**, તમો ખાહેશ રાખતા હતા, તેમ **સૈયદ** તમારી સામે આવી ઉભો છે. હવે જણાવો કે એણે તમારી ચોરી કીધી હતી કે?"

આ સવાલ સાંભળીને તે કંગાળ વેપારીએ નિચું જોયું, અને ફક્ત બોલ્યો, "નહીં, નહીં."

**ખલીફ**—કાઝી, કાયદામાં ફરમાવેલું છે, કે દરેક ઇનસાફ કરનારે તોહુમતદારનો બચાવ પણ સાંભળવો, પછી તેની ઉપર ગમે એવું પણ ભારે તોહુમત મુકવામાં આવ્યું હોય, તેની ફિકર નહીં. **સૈયદ** ગુહનેગાર હતો, એમ સાબેત કરવાને તમારી સામે શું પુરાવો હતો?

**કાઝી**—જહાંપનાહ ફક્ત **કાલુમ બેગે** લીધેલા કસમ. હું એમ સમજ્યો, કે તે વેપારી એક આબરૂદાર શખસ છે.

**ખલીફ**—તમોએ તમોને સોંપવામાં આવેલી સત્તાનો ગેર-ઉપયોગ કીધો છે, એટલા માટે હું તમોને એક વેરાન ટાપુમાં દસ વર્ષનાં દેશનિકાળની સજા ફરમાવું છું, કે ત્યાં લાંબો વખત સુધી ધીરજથી તમોએ કીધેલા ઇનસાફ અને બીનઇનસાફ ઉપર અંદેશો કરો, અને અયે ચંડાળ! (**કાલુમ બેગ** તરફ ફરીને) તું હમણાજ બોલ્યો છે, કે જો **સૈયદ** અત્રે હાજર થાય, તો તું એક હજાર સોનાના તોમાન આપે. હાજર કર તે રકમ અત્રે.

**કાલુમ બેગ** જમીન ઉપર ખલીફનાં તખ્ત આગળ લાંબો થઇ પડયો, અને આટલામાંજ કાસર પતી, તે માટે મનમાં મલ-કાવા લાગ્યો, પણ તેટલાં ખલીફ આગળ બોલ્યો, "એ ઉપરાંત તેં લીધેલા ખોટા કસમને માટે તારા પગનાં તળિયાં ઉપર સો ફટકા બાંધી મારવામાં આવશે, અને વળી આ બિચારા બેગુનાહ જવાનને તારી નોકરીમાં વગર સત્તાએ અટકાવી રાખવા માટે

હું સૈયદને રજા આપું છું, કે જોઇએ તો તેણે તારાં આખી દુકાન માંહેલો તમામ સામાન પોતે લઇ જવો, કે નહીં તો જેટલા દિન તેને અટકાવી રાખવામાં આવ્યો હતો, તેટલા દિનના દરરોજના તારી પાસેથી સોનાના દસ સીકુવીનો દંડ તરીકે લેવા.

સૈયદ—નહી, નામવર ખલીફ, હું આ શખ્સને લગતું કાંઇ પણ લેવાને ખુશી નથી.

ખલીફ—પણ એણે તમોને દીધેલાં દુઃખને માટે કશો પણ બદલો મળવો જોઇએ, તેમજ એને એનાં કરતુકને માટે સજા પણ થવીજ જોઇએ. માટે જો તમો તમારે ગમે તે સજા એને ફરમાવતા નથી, તો હું તમારે બદલે એને દરરોજના સોનાના દસ સીકુવીનોના દંડની સજા ફરમાવું છું. માટે એ લોભી ચંડાળે તમોને કેટલા દિન અટકાવી રાખ્યા હતા, તે ગણી કહાડીને મને જણાવો. પૈસાના લોભને ખાતર એણે તમામ ખોટાં કામો કીધાં છે. માટે એને પૈસાથીજ નુકશાની કરીને સજા કરવી લાજેમ છે.



ત્યાર પછી સૈયદ માન અને દોલતમાં સુખથી રહ્યો. દરેક જણ તેને માન આપતું, તથા ચાહાતું હતું, સબબ કે તે ઘણો ઉદાર દિલનો અને અમિરી ખવાસનો હતો, અને ઘણો લાંબો

વખત સુધી બગદાદમાં એક કેહેવત રહી ગઇ, કે "ખુદા તમોને **બેનેઝરના બેટા, સૈયદના જેવા નસીબવાન અને બહાદુર કરે!"**

**સૈયદનો** આ અહેવાલ સાંભળીને દરેક જણા ઘણા ખુશી થયા. તેઓ પછી લગાર સક્કારે આરામ લેવાને ગયા, સબબ બીજે દિને કેરો શહેરમાં પુગી જવાને માટે જરા લાંબી મુસાફરી કરવાની હતી. સવારના જ્યારે તેઓ સઘળા કુચ પાછી શરૂ કરવાની તૈયારીમાં હતા, તેટલાં તેઓને માલમ પડયું, કે **સલીમ** ત્યાં હતો નહીં. તેઓએ તેને માટે ઘણી પણ તપાસ કીધી, હાંકો મારી, પણ તમામ ફોકટમાં. તે ક્યાં ગયો હશે, તે બાબે તેઓ હજી તો અંદેશો કરતા હતા, તેટલાં ચોકિદારોનો વડો તેઓની હજુરમાં આવ્યો, અને બોલ્યો, "જ્યારે આપ સાહેબો સુતેલાજ હતા, ત્યારે **સલીમ** મારી પાસે આવ્યો, અને પોતાનો ઘોડો તૈયાર કરવાનો હુકમ તેણે મને કર્યો, એમ જણાવીને કે તેને ઘણું જરૂરનું કામ છે, અને કાફલો પાછો કુચ શરૂ કરે તેટલો વખત તે થોભી શકતો નહીં હતો. તેને એટલું



તે શું જરૂરનું કામ હશે, તે હું સમજી શકતો નથી, સબબ કે કેરો શેહેર તરફ જવાને બદલે તે પાછો જંગલ તરફજ મારતે ઘોડે નિકળી ચાલ્યો હતો. જો કે મને તેના બાબે ફરિઆદ કરવાનો કશો સબબ નથી, સબબ કે તેણે તો ઉલટો મને મારી સહેજ મેહેનતનો બદલો ઉદાર હાથે વાળી આપ્યો છે; અને સાહેબ,

(લેઝાહને એક રૂકો આપીને) આ રૂકો આપને આપવાને મને સલીમે ફરમાવ્યું છે."

લેઝાહે તે રૂકો ઉખેડીને, તે સર્વે સાંભળે તેમ મોટે અવાજે નીચે મુજબ વાંચ્યો:—

"મેહેરબાન રફિક,

આપના કાફલાનાં આવી પોહોંચવાની ખબર મને મારા જાસુસો તરફથી મળી હતી, અને વળી મને ખબર કરવામાં આવી હતી, કે તમો મારા વહાલા દોસ્તના ભાઇ પણ આ કાફલામાં હતા, માટે મેહેમાનદારીનો પાક તરીકો ધ્યાનમાં રાખીને, રખે મારી જાણ વગર તમારી ઉપર મારા પોતાના સિપાહોથી, કે કોઇ બીજી ભટકતી અરબ ટોળીથી હુમલો કરવામાં આવે, તમોને લુટવામાં આવે, કે તમારા જાનને કોઇ રીતનું નુકશાન પોહોંચાડવામાં આવે, એટલા માટે હું છુપા લેબાશમાં તમારી સાથે, તમારો અને તમારા દોસ્તનો બચાવ કરવાને, સામેલ થયો હતો. મારા પ્યારા રફિક, મેં મારી ફરજ પુરેપુરી બજાવી છે, અને તમારી મુસાફરી પણ હવે પુરી થવા આવી છે, માટે હું તમારી પાસેથી ગયો છું, સલામ! આપણે રણની અંદર સાથે ગુજારેલો વખત મને ઘણોજ ખુશ લાગ્યો છે, અને તેટલો વખત તુલીક હું મારૂં દુ:ખ ભુલી ગયો છું. તમારાં કુટુંબને ખુશી સાથ જઇ મળજો! અલ્લાહ ખયેર! ખુદા તમોને, તેમજ તમારા ભાઇ, પણ મારા પ્યારા રફિક, મુસ્તફાને ખેરિયત સાથે રાખે! હું પાછો મારી ટોળીમાં સામેલ થયો છું.

દુન્યાથી દેશનિકાલ થયેલો,

જંગલનો શાહ,

મહ્બુક."

આ ભેદ જાણ્યા પછી હરેક જણનાં મોંહમાંથી અજાયબીના સખુનો નિકળવા લાગ્યા, અને ચોકિદારોનો વડો, તો હવે "તોપાંસ મારવા" લાગ્યો, કે તેને તો સલીમ બાબે આગમજથીજ આગમ-ચેતી થઇ હતી.

**મુલી**—તે અમે માનતા નથી; પણ ચાલો, હવે કુચ શરૂ કરવાની ઉતાવળ કરો, સબબ કે આજેજ આપણે કેરો ખાતે પોહોંચી જઇશું, ને ખુદા કરશે, તો રાત્રે ત્યાંજ સુઇશું.

